

# નસીબનો નાઝ.

“ દરવીસ. ”

# નસીબનો નાઝ

યાને

# તગદીરનો તલેસમ.



રચનાર—"હરમીસ."

હોરમસજી સોરાબજી મીસ્ત્રી,

મિનોઈ મજાહ—મધુરિકા—"કિયાની કિર્તન," "સગન સંગિત" "રેહબરે રોશની" "દાદારનું દાસ્તાન" "ભાવિક ભક્તિ" ના કર્તા.

"ડાન" ફોટોગ્રાફીક સ્ટુડયોના આર્ટીસ્ટ.

ગોવાલ્યા તલાવ, મુંબઇ.





---

૧૯૧૭.

આ પુસ્તક ધી જમશેદજી નશરવાનજી પીતીત પારસી ઓરફનેજ કેપટન પ્રિંતીગ વર્કસ, નંબર ૧૪૧, લાલબાગ, પરેલ, મુંબઇમાં મી૦ મેહેરજી બેરામજી મીઠાઇવાલાએ છાપ્યું છે, અને મી૦ હોરમશજી સોરાબજી મીસ્ત્રીએ દીસોઝા બીલડીંગ, ગોવાલ્યા તલાવ, મુંબઇ મધે પોતાને માટે પ્રગટ કીધું છે.

# બે બોલ

પ્રિય વાંચક! આ માહરૂં, આઠમું પુસ્તક છે, પણ વારતા તરીકે, તે પ્રથમ કોશશનું છે. એ તમો સનમુખ ધરતાં હોંશ થાય છે કે, એની પાછળ બીજા ઘણાંક તમો ચરણ પર ધરોશ. "નસીબનો નાઝ" કહો, કે તગદીરનું તલેસમ કહો, પણ નસીબ શું કરે છે, તે આ વાર્તાના બંધાણ ઉપરથી માલમ પડશે. ઘણીકવાર પાત્રોના કાર્યો અજબ ઢંગ બતલાવે છે, પણ આખર તેમાંથી, કુદરત, ખરેજ રંગ દેખાડી **પરવરદેગારના મ્હાબળ હાથનો જોર**, સાબેત કરે છે. વાર્તા, એ એક ઉપજાવેલા ભાવનું રૂપ છે, પણ તે વાંચકવર્ગને, ધરતી વખતે, નમન કરવામાં આવેછે, કે તેમાં જે સુભ ભાવ આયંદે પકાશે છે, તે ઉપરજ મનને ધરવાથી કાંઇક સારો ખ્યાલ આપણે યાદ રાખી શકયે છીએ. **"શક"થી સંતાપતો** આવે છે, પણ **"ધીરજ" મોટું ધન્ય ધરાવે છે,** તે પણ સાબેત થાય છે. તેમ ઘણી વેળા આપણા વડીલો જે ફરમાન કહે, તે ઉપર સુંગા મનનો એતેકાદ, રાખવાથી પરિણામ સારૂંજ આવે છે. કુદરતના દરેક ફાંટાં, દરેક રચના કેવી અને કેવાં પ્રકારના રૂપ આપતી આવી છે, તેના પાત્રોથી **એકજ મન,** બધું જાણી શકતું નથી. જુદા જુદા વિચારના મનને કેટલા પાત્રો મનગમતાં કેટલાં નવા, અને ન બનવા જોગ લાગે છે. પણ દુન્યામાં દૈવે અજબ જાતના ચિતારો રજુ કર્યાં છે. તે બધાએ, એકજ ન જાણતું હોય, એ ન બનવાં જોગ છે. જ્યારે લેખકની કલમ ચડચડ ચાલે છે, ત્યારે સામે આવતાં કેટલાંક પાત્રો ઉપર તેને અણગમો પેદા થાય છે, અને તે ઉપર પોતાની કલમ ચલાવી "આમ થવું જોઇતું હતું, અને તેમ ન બનવુંહતું, ઇત્યાદી લખવાનું મન થાય છે, પણ કુદરત, પોતાની મોજે, ગમે એવું ખોટું કરનારને કેવો સચોત પાઠ દીયે છે, ત્યારેજ ધ્યાનમાં ઉતરે છે, કે આપણે કોઇને સુધારવાની જીવતોડ કોશેશ હાથ ધરીયે છીયે, છતાં તે જેમ પુર પાડતાં નથી, **તે જેમ ખુદરત તરતજ અને વખત આવવે, પ્રસંગ ઉપર, તેને અચ્છી રીતે સમજાવે** છે. ગમે એવા ખોટાં કામ કરનારને ઘણીક વેળા ધારાની ચુંગાલમાં જવું પડતું નથી. યા, તો આવેલા નથી, છતાં "ન્યાયની **દેવડી" તેના હૃદયમાં** છેજ, ત્યાંથી તેને જપ મલતી હશે કે ? કરાર થતો હશે કે ? ના ! નહીજ—એવી ભીન્ન ભીન્ન રચના તે ખુદરત દેખાડતી રહે છે.

આ ચોપડી પ્રગટ કરી કાંઇ તેમાં લખેલા ભાવોથી ખાસ બોધ આપવા, જેવું મન રાખ્યુંજ નથી, પણ વિચારો પ્રગટ કરી પ્રીય વાંચક સનમુખ ધર્યા છે, જો તે માંહથી સુખ ઉપજયું તો સંતોષની વાત છે, અને કાંઇ ખ્યાલ જેવું, ન લાગ્યું તો ફરી

કોશેશથી ઘણો નહીતો થોડો પણ સંતોષ આપવા આ કલમ અનેક વખતે કોશેશ કરતી રહેશે. આ સાથ થોડી લીટીઓ આપીશું.

"નસીબનો નાઝ" કરાવે શું ખવાડે શું !
ઘડીમાં તે તરાવે છે, ઘડીમાં તે લડાવે શું !
"નસીબનો નાઝ" ઘડીમાં રંજ, ઘડીમાં ગંજ
કાપે શું ને આપે શું !
ઘડીએ રંગ, ઘડીએ હંગ ઘડીએ જંગ
થાપે શું ને આપે શું!
"નસીબનો નાઝ" ઘડીમાં હયાં ઘડીમાં ત્યાં
નાંખે શું ને રાખે શું !
વળી ફેંકે, હયાંથી ત્યાં, ત્યાંથી હયાં,
ઝાંખે શું, ને ભાખે શું !

પણ

કામ જે કરો, તે કામનેજ કાજ
રાખો ન આશાનો એકે અવાજ
ઉમંગે કાર્યોનો દીપાવો સાજ
ફળ જે મળે, તેજ "નસીબનો નાઝ!"

જગતમાં ચાલતો ન્યમ, હમેશ, એક ખોટું કરનારને શિક્ષાજ આપવા તૈયારીમાં હોય છે, પણ તેમ શિક્ષા થવાથી, કાંઇ સારૂજ પરિણામ આવશે! નહી, કેટલીવાર, સંજોગ વચ્ચે, એક આત્મા, પોતે ગુચવાડામાં ગબડતો હોણુ થાય છે, તે માહેથી, બચાવી સુમાર્ગે, તેને ચલાવવાની પણ કોશશ થવી જોઇએ. એક ગુનાહ થયો, તે ન થવાનો નથી, પણ તે કેમ થયો, તે કરવાનું શું કારણ મળ્યુ ! તે પણ શોધવામાં આવે, તો, ઘણી-કવાર, તેને બચાવી, સારે રસ્તે દોડવી શકાય. ભુખમારો, અને તંગાશી ડાચું વકાસતાં અન્ન પાણી શોધતા થાકી જાયે છે, પછી, શરીર અને મનને તાકાદ શી રહે છે, કે સારૂં સુજે! લોભ અને લાલચની દોરી, એવી લાંબી અને ઢીલી પડી જાયે છે, કે જ્યારે તેને, સારી શિખામણ દેનાર પડોસમાં કોઇ ન હોવાથી, કયાંનું કયાં ઈનસાન નિકલી જાયે છે, તેજ વેળા, જ્યારે લાલચ અને લોભથી ઘણોજ કંગાલ ગતિએ,

પુગી જતા, સપડાય છે, ત્યારે કોઇની **ઉંચ મતિતે ગતીને ભુલાવે ખાલી અટકાવી,** સુધારવાજ પ્રથમ કોશેશ કરે છે, તો સારજ પરીણામ આવે છે. તે કોશેશ કરવાને બદલે ક્રોધમાં આવી શિક્ષા કરવામાં રોકાવાથી તે આત્માં ગભડતોજ રહે છે. દરેક ઈનસાનને બીજા જ્ઞાનીની જરૂર હોય છે. તેમાંજ બધુ ડહાપણુ હોય એમ ન માનતાં, બીજા જ્ઞાનીઓએ તેને સારૂ મુકાન આપવું જોઈએ, છતાં સમજાવેલું ન સમજે, તો **કુદરત તો છેજ.**

જ્યારે આ પુસ્તક પ્રિય વાચક વાંચતો હશે, ત્યારે આ અદના કલમ બીજું પુસ્તક છપાવવાનું શરૂ કરે છે, જે થોડા વખતમાં ત્હારી સનમુખ ધરીશ. તે પુસ્તકની રચના કલપિત ખ્યાલ ઉપર બાંધી છે, જે પુસ્તક **"મોહન મહાલ"** યાને **"સંસાર કે સ્વપ્ન સિંગાર"**–કાંઈ જુદોજ રંગ ધરતો ભાવ દેખાડશે.

આ તકે મારી સઘળી ચોપડીઓને જે વાચક વર્ગથી ઉતેજન મળ્યું છે તે માટે તેઓનો હેતથી ઉપકાર માનુંછું. અને તેઓને સુખ ચાહી આશિષ દઉછુ.

તાબેદાર કર્તા,

**"હરમીસ"**

સર્વ

ભલાં ભુલકાંઓ, બાનુઓ, તેમજ ગ્રહસ્થો

કે જેઓ

સારૂં વિચારી અને સાંભળી, ભલું બોલી અથવા લખી,

રૂડાં કાર્યો કરી યા કરાવી

જીંદગી ગુજારે છે

તેઓને આ

"નસીબનો નાઝ"

ખરાં ભાવ, ખરી ભક્તિથી તન મનની સેવા સાથ

અર્પણ કરૂં છું.

(તાબેદાર કર્તા,)

"હરમીસ."

# કર્તાનાં બીજાં પુસ્તકો.



**"મિનોઈ મઝાહ"**-(પાક અષો જરથૂસ્ત્ર તથા અહુરામજદાની ભકિતભાવના ગાયનો નોટેશન સાથે) કીમત આના ૪

**"મધૂરિકા"**-(યાને સુબોધ સંગિતની રંગીત રચના તરજુમા સાથે) કીમત આના ૧૨

**"કયાની કિર્તન"**-(યાને ગયોમર્દથી, શાહ જમશેદ અને ઝુહાકનૂ દાસ્તાન-સંગિત) કીમત આના ૪

**"સગન સંગિત"**-(નવજોત, લગનના સર્વ સગન, વરસ ગાંઠ, તથા સુભ પ્રસંગના ગાયનો)-નોટેશન સાથે-કીમત આના ૬

**"રેહબરે રોશની"**-(અષો જરથુસ્ત્રનું જન્મ વૃત્તાંત, બેત તથા સંગિત-નોટશન સાથે) કીમત આના ૮

**"દાદારનું દાસ્તાન"** ... ... કીમત આના ૨

**"ભાવિક ભકિત"** ... ... ... કીમત આના ૮

"મધૂરિકા" ના ગાયનોની બની શકે તેટલી નોટેશનનો હવાલો **"સગન સંગિત"** તથા **"રેહબરે રોશની"** માંથી મલશે.

**"મોહન મહાલ"** યાને **"સંસાર કે સ્વપન સિંગાર"** બહાર પડશે.—( વાર્તા )

**હીંન્દના મહાન દાદા ડા૦ દાદાભાઇ નવરોજીનું** ટુંક જીવન-ચરિત્ર બહાર પડશે.

**ચોપડીઓનું મલવાનું ઠેકાણું**:—"ડોન" ફોતોગ્રાફીક સ્તુડયો, ગોવાલ્યા તેંક રોડ, મુંબાઇ, તથા

મેશર્સ જાંગીર કરાણીના છોકરાઓ, તથા મી૦ મુકાદમ બુકસેલરને ત્યાંથી મલશે.



# નસીબનો નાઝ

## યાને

# તગદીરનો તલેસમ.



***On the foot-prints of literature,***
***Trace the noblest of the Past, in the Present,***
***For the future !***

*"Hermes."*

## (પ્રથમ ઓળખ.)

લંડનના ભારે ધમચકરીવાલા શહેરના, એક મોબાદાર પરાંમાં "મી૦–બારલો" નામનો, અતિ ચાલાક, કુશળ, પ્રમાણીક, અને ખુબસુરત દેખાવવાલો, તથા શુધ્ધ અને સાચ્ચો ગ્રહસ્થ રહેતો હતો. જેને બાળવયથી પોતાની બાહોશી અને હુશિઆરીથી, નિશાળમાં તેમજ પાઠશાળામાં નામના મેળવી હતી તથા પોતાના ઉસ્તાદોની પ્રસંસા પામ્યો હતો. તેની બેહદ ચતુરાઈ, માટે પાઠશાળાના વડા પ્રોફેસરે આ ચંચલ જવાન માટે આગાહી કીધી હતી, જે ભવિષ્યમાં મી૦ બારલો એક બાહોશ કાયદાશાસ્ત્રી નિવડશે–" અને તેમજ તે આગાહી તદન ખરી નિવડી હતી. મી૦ બારલો ઘણાજ જુના કાળથી ઉતરી આવેલા ખાનદાની વંશનો પુત્ર હતો, પણ તેના માબાપ તદનજ ગરીબ અવસ્થામાં ગુજારો કરી મરી ગયા હતા—અને જેબી કાંઇ તેઓનું નાણુ બાકી હતું યાને તેના મરહુમ માતપિતા પોતાની પાછલ, એક સોલીસીટરની પેઢીમાં, જે પેઢી, "મેસર્સ જે, માઇકલના" નામથી કામ ચલાવતી તથા પ્રખ્યાત હતી ત્યાં મેલી ગયા હતા, જેથી મી૦ બારલોની સામાન્ય જરૂર તથા અભ્યાસપુરતુ ચાલે એવી તે નાણાની ગોઠવણ કરી જવામાં આવી હતી.

"મેસર્સ જે. માઇકલની" પેઢીના ભલા કારોભારીઓએ, આ ચંચલ જવાનની વય અને ચતુરાઈ ધ્યાનમાં રાખી––તેને માટે જેબા

કાંઇ હતું, તે કરતાં પણ વધુ પોતાની ગીરોથી આપી, આ ચતુર બારલોને મદદ કરી હતી—જે મદદનો લાભ બારલોએ બરોબર લીધો હતો.

મી૦ બારલોનો એક વડો ભાઇ હતો, તે બીચારો અસલથીજ ચંચલ ન હતો તથા શીખવાપર ધ્યાન પણ ન હતું, જોકે સુથારના કામની સારી માહીતી મેલવી પોતાનું રળીખાતો હતો—પોતે સેજ અભિમાની, આલશુ, અને અઇઆસી પણ હતો, તેમજ કોઇની પણ અદેખાઈ કરવા કદી ચુકતો નહી. અને પોતાના નાના ભાઇની કશી કનવાર તે રાખતો ન હતો. જોકે, તેને પોતાના નાના ભાઇ બારલોની, પોતે વડા ભાઇ તરીકે કશી, કનવારજ નહી હતી—છતાં મનમાં દાઝતો હતો જે "બારલો પણ તેના જેવોજ ઓઠડ નીકલ્યો હતે। તેથી જેબી કાંઇ, શિક્ષણ પાછલ, પૈશા ખરચવામા આવ્યા હતા તે વહેચીં લેવા કામ આવતે."

મી૦ બારલોના પુરા થતા અભ્યાસ સાથે તેના માત પિતાએ રાખેલી પુંજીનું બી ટલ્યું આવ્યું હતું, પણ મેસર્સ જે. માઇકિલની પહેડીએ તે વાત તેને જણાવી નહી, એવું ધારીને કે, રાંક સ્વભાવનો બારલો કદાપી કોઇને બોજો થવા કરતાં પોતાનું રળી ખાવા બાહેર પડે। જેથી બૅરીસટરના અભ્યાસની સેવટની સનદ મેલવવાને ખલક્ષ થઇ જાય. આવી ઉદાર સમજનું પરિણામ પણ સારૂંજ આવ્યું, કેમકે આખરે દરેક ફતેહ સાથે બારલો સનદ લઇ બાહેર પડયો—યાને બૅરીસટર થયો, અને તેના બાહેર પડવા સાથે મેસર્સ જે. માયકલની પેઢીએ તેને ઘણા મુકરદમામાં રોકયા કીધો, જે મુકરદમાં અતિ ફતેહમંદી સાથે બારલોએ પાર પાડયા હતા.

ધંધામાં પેદાશ થતાંજ, મી૦ બારલોએ પોતાને ખાતે કેટલા પૈસા, આપવા લેવાના હતા, તેનો નરમાસથી મેસર્સ જે. માઇકલની પેઢીથી હીસાબ માગ્યો, જે, ભલા સોલીસીટરોએ એવો કુશળતાથી દેખાડયો જેથી બારલો પાંમી ગયો, કે તેઓએ જે હેશાન તેના ઉપર કર્યું હતું, તે ભરપે કરી લેવા તેઓની દયાનત બીલકુલ હતી નહી, અને પોતે મનમાંજ આભાર માની લઈ, તેઓને હીસાબ ઉપર સહી કરી આપી.

મેસર્સ જે. માઇકલ જેવી સધ્ધર પેઢીએ જ્યારે બારલોને ન્યાયનું કામ સોંપવા માંડ્યું અને તે કામ સઘળા નયાયાધીસની સનમુખમાં પ્રશંસા પામતું ગયું અને દરેકમાં ફતેહ મલતી ગઇ, પછી બીજાઓ પણ મી૦ બારલોને રોકવા લાગ્યા. તેના કામ કરવાના મુખ્ય ગુણો, ઉમંગ ખંત અને પ્રમાણીકપણાના હતા.

ઘણાજ થોડા વખતમાં તેની કીર્તિનો પાયો મજબુત થયો. પ્રિય વાંચનાર. તને ચેતવવાની હયાં જરૂર છે જે મી૦ બારલો હમેશ પોતાના ભાઇને ત્યાં જતો હતો, અને તે ભાઇના ગમે તેવાબી ધુકરાયલા સ્વભાવ છતાં તેની ખબર અંતર આપતો લેતો હતો—પૈસો પેદા કરવા સાથ, પોતાના ભાઇને બધી રીતે પૈસાથી પુછતો પરછતો ગયો, અને પોતાની સાથેજ રાખવા આમંત્રણ કરયું હતું—પણ વડા ભાઈ "મી૦ વીલીએ" જુદુજ રહેવા માગ્યું—જે ઘણીજ ગમગીની સાથે મી. બારલોએ સાભલ્યું. બારલો મનમા સમજવા લાગ્યો, કે તેની કેળવણી પાછળ જે ખર્ચ થયો હતો, તે માહેલો, વડા દીકરા તરીકે, આખ્ખો તો નહી પણ અરધો અરધ ભાગ ભાઇ વીલીને મલવો જોઇએ. તે વિચાર ધ્યાનમાં રાખી, તથા પોતાના વડીલ ભાઇ તરફ માન અને ચાહની લાગણીને લીધે, પોતાથી બનતું તેવું, પોતાના ભાઇ માટે કરતો હતો—અને તેને બધી જાતની સગવડથી રાખવા, દર માસે સારી જેવી રકમ આપ્યો જતો અને જરાબી વાણુતાણુ થવા દેતો નહી.

વગવાલા ગ્રહાકોમાં તથા પોતાનો કોર્ટમાં મોભો જાલવવા ભલા મી૦ બારલોને તેજ પ્રમાણે રહેવા ગમતું હતું યા તેને ફરજ પડતી હતી. આ તેની પલકવારની ફતેહથી જેમ ગુણવંતા બેસીઓ ખુશી થતા હતા, તેમજ વળી કેટલાકો તેને માટે અદેખાં પડી ગયા હતા અને લાગ ફાવતા, નુકસાન પણ કરવા તેવાઓ તૈયાર હતા. "અદેખાઇ જો ઇસાનમાથી નિકલી જાયે, તો જગતમા કેવુ સુખ ફેલાયે ! (અદેખાઇનો અંગાર જો જગતમાંથી નાબુદ થાય, તો ખરેજ જગતનો સંગાર, કાઇ, ન ખ્યાલી લેવાય એવા રૂડા તબકક્કા ઉપરજ આવી જાય! છતાં

આજ કાલ કાંઇ તે બને એમ તો દીસતુંજ નથી, પછી તો ભવિષ્ય છે, અને ભેદ પણ ત્યાંજ રહશે ! )"

બાહોશ બૅરીસટર છતાં તેની આગલ એક તીવ અને ચાલાક ડીટેક્ટીવ રદ હતો. આ ઠેકાણે તેમની અતિ બાહોશીનો એકજ દાખલો આપવો બસ છે, જે ખરેજ તેમને શાબાશી આપતો હતો, કારણ કે બહુજ જેહમતે તે " કેસ " બાહોશીથી પાર ઉતાર્યો હતો.

" એકવાર કોર્ટમાં મોટો મુકરદમો ચાલતો હતો, જેમાં પિત્રાઇઓ વચ્ચે "વિલ" માટે ખટપટ હતી, આ બન્નેના કાકા જોનસન વિલ કરી ગયા હતા. ચાર્લી નામનો એક ભાઇનો તથા સ્ટીવન નામનો બીજા ભાઇનો, બેટાઓ તેમની સાથે રહેતા હતા. આસપાસના સઘલાને ચાર્લીની ખરાબ વર્તણુક માટે ખબર હતી અને ઘણીકવાર કાકા જોનસને વચ્ચે પડી તેની પાયામાલીની ભામ ભરી હતી. ટુકમાં આ છોકરો ઉડાઉ હતો, જ્યારે તેનો પિત્રાઇ સ્તીવન તેનાથી ઉલટો, રાંક અને ભલો હતો. સ્ટીવનના નામ ઉપર વિલ કરવામાં આવ્યું હતું, એમ તેઓના કાકાજીથી બન્ને જાણુતા હતા અને એ વાત સાચ્ચી હતી.

ટુકમાં જોનસન એકાએક ગુજરી ગયો, અને તેના ગુજરવા પછી તેર મહીને "વિલ" અમલમા મુકવાનો વખત આવ્યો, જ્યારે ધારવા કરતા બીજુંજ વિલ વાંચવામાં આવ્યું જે, તારીખ ઉપરથી માલમ પડતું હતું કે નવું કરવામાં આવ્યું હતું.

આખરે "વિલ" વંચાયું અને દરેકની અજાયેબી વચ્ચે દોલતનો આખ્ખો ભાગ ચાર્લીના નામ ઉપર વિલથી સોપવામાં આવ્યો હતો— આથી નારાજ થઇ, કાવતરૂ છે એમ જાણી સ્ટીવનસે દાવો માડયો— પણ કમનસીબે, યાને વિલની કલમ મુજબ આખેર સ્ટીવનસની હારમાં અંકાયો—વિલમા સાફ ફૉરજરી છે, એમ સાબેત કરવા સ્તીવન ફતેહમંદ ન નિવડયો, અને સામો હસીમાં આવી પડયો તે સાથે ખરચની મોટી રકમ માથે પડવાથી તથા નામોસીથી પાયામાલ થઇ ગયો.

આ કેસ ચાલતો હતો તે વેળા મી૦ બારલો ત્યાં કોર્ટમા હાજરી

આપતો હતો અને તેની છાતીમા એમ થતુ હતું કે બીચારો સ્તીવન ખાખાં વરખો થયો છે, છતાં કોણ જાણે શા કરણથી, પણ બારલો તેને નિર્દોષ ધારતો હતો અને ફૉરજરીજ માનતો હતો.

નિરાધાર થયલા સ્ટીવન આગળ જઇ તેને દીલાસો દઇ તેની તરફથી પોતે અપીલ નોધાવી પાછો નવેસરથી કેસ ચલાવવા અરજ કરી.

સ્ટીવને કહયું "ભાઇ મારી પાસે એક પઇબી તમને યા ખરચ માટે આપવાની નથી." બારલોએ જવાબ દીધો "મી૦ સ્તીવન ધીરજ રાખો! તમારી પાઈ યા પૈસા લેવા હું આવ્યો નથી, પણ આ કેસમા મને અજબ મોજ લાગે છે માટે પૈસાની ચિંતા ના કરો, સઘલું હું સંભાલી લેવશ."

સ્તીવને બન્ને હાથે તેનો હાથ આંખમાં લઇ દાબ્યો અને બોલ્યો "તમારી મ્હારા તરફની ભલી લાગણીજ માટે નહિ, પણ તમો મને નિર્દોષ માનો છો તે માટે તમારૂં હેશાન માનું છું."

મી૦ બારલોએ પુછયું "મી૦ સ્ટીવન મને એટલુંજ કહો, કે આગલું "વિલ" થયેલું હતું કે?"

સ્તીવને કહયું "હા, મને મારા કાકાજીએ ખાસ દેખાડયુ હતું પણ તે તો તમને રૅજિસ્ટર ઓફીસમાંથી બી મલશે, કારણકે તે વિલ રેજિસ્ટર કરાવેલું હતું" મી૦ બારલોએ જવાબ દીધો "રજિસ્ટર થયું તેથી શું થયું, પણ આ વિલમાં તો આગલું વિલ કબુલ કરી, પાછું સુધારી બીજું લખાયું છે, એમ ધડવામાં આવ્યું છે, જોકે બીજું વિલ રજીસ્ટર કરવામાં આવ્યું નથી, પણ સહી તો તમારા કાકાજીની સાબેત છે અને તે ઠગાઇથી થઇ છે એમ પુરવાર થયું નથી."

સ્તીવને પુછયું "ત્યારે મી૦ બારલો તમો શી રીતે તે કરી શકશો!" "બારલોએ જવાબ દીધો તે "કામ મ્હારૂં છે, તમો ધીરજ ધરો." આ પછી તેઓ છુટા પડયા. મી૦ બારલોએ જે કાંઇ કાયદા પ્રમાણે કરવું હતું તે કર્યું, અને સઘળા કાગલ્યા લઈ તેઓ પોતાને ઘર ગયા, અને તપાસવા માંડયા.

ઘણા પછાડા માર્યા, ઘણી કાગળમાં સોધ કીધી, પણ આખરે સઘલું નિષ્ફળ—બારલો કાયદા જાણનાર તરીકે એટલો બાહોશ, હતો કે કાગલ્યા ઉપરથી સઘલું દીવાની જોત જેવું ખુલ્લું જોઇ શકતો હતો, કે તે સઘલું બરોબર છે, છતા, તેને કોઇ અજબ જાતની પ્રેરણા દીલમાં ઉસકેરતી હતી, કે "વિલ બનાવતી છે" તે કાં! તેજ માત્ર સમજ પડતી નથી! ઠીક આગલ જોઇશું! સેવટે એક વિચારસુજ્યો અને તે અમલમા મુકવા સહવારે મી૦ બારલો, ચાર્લીના ઘરે ગયો, ત્યાં તેમને તુરતજ આવકાર મલ્યો, અને બન્ને વાતચીત કરવા લાગા.

"મહેરબાન ચાર્લી શેઠ, મારે તમુને એક અરજ કરવી છે" બારલોએ પુછ્યું.

"મોટી ખુશી સાથે. બોલો, મી૦ બારલો?" ચાર્લીએ જવાબ દીધો.

"તમે જાણોછો કે તમો તમારો કેસ જીત્યા છો, અને તમારો પિત્રાઇ પાયમાલ થઈ પડયો છે—" બારલોએ વાત લંબાવી.

"જીત્યા છો! એટલે શું? જે ખરૂ હક વાજબી હતું તે પુરવાર થયુ પછી બીજુ શુ!" "તેની હુજ્જતથી એમ થયુ, તેમા હુ શુ કરૂ?" ચાર્લી ગુસ્સાથી બોલ્યો.

"દયા"! બારલોએ વિનવવાનું જારી કીધું. "ચાર્લી! દયા!"

"જરાબી નહીં! મારી દયા મેળવવા જેવું એને શું કીધુ છે?" ચાર્લીએ તેને જવાબ દીધો.

"દયા ખોહી દેવા જેવું એને શું કર્યુ છે? છતા જ્યારે એ તમારો પિત્રાઇ ભાઈ રખડી ગયો, ત્યારે તો દયાની વધારે જરૂર છે" બારલોએ ધીમેથી પોતાની અરજ ચાલુ રાખી.

"ઠીક, એ જો મારી પાસે અરજ કરતોજ હોય, તો તમારા સખુન ખાતર હું એને હજાર પાઉન્ડ આપવા ખુશી છુ. તેબી જો, એ મ્હારી નાલેસી કરવાનું છોડી દે તો" ચાર્લીએ જવાબ દીધો.

"તમારી ગંજાવર દોલતમાથી હજાર પાઉન્ડ શું બીસાતમાં છે! માહરી ખાહેશ તો કાંઇ ઘણીજ વધારે છે." બારલોએ હુજત કીધી.

" તમારી શું ખાહેશ છે તે કહોની ?" ચાર્લીએ પુછ્યું.

" અરધી, અથવા પા દોલત" ! મી૦ બારલોએ કહ્યું.

" અરધી દોલત ! મી. બારલો હું જાણું છુ જે તમો એક બાહોશ બૅરીસટર છો, અગર બીજો કોઇ એમ બોલ્યો હતે તો હુ તેને દીવાનશાળામાંથી છુટેલો આદમી સમજી પોલીસ બોલાવતે" તકોરથી ચાર્લીએ ખુરશી ઉપર મરડાઈ જવાબ આપ્યો.

" પોલીસ બોલાવવાની જરૂરજ નથી, પણ તમોને તેમ આપવુંજ પડશે, કારણકે તે તમારો પિત્રાઇ છે—" બારલોએ ટકોરની કસીબી પરવા રાખવા વગર બોલવું ચાલુજ રાખ્યું.

" મી૦ બારલો, હું કશું વધું કરવાનો નથી, પણ તમારા જેવાની શીફારસથી પાચ હજાર પાઉન્ડ હું આપીશ, હવે વધુ બોલતા ના?" ચાર્લીએ દમથી કહ્યું.

"તેમ નહીં ચાલશે મી૦ ચાર્લી!" બારલોએ દ્રઢતાથી જવાબ દીધો.

"નહી ચાલશે તો આ સામો દરવાજો!" ચાર્લીએ તોછડાઇથી કહ્યું.

" તમો આખરે પસતાસો ?" બારલોએ હુજત ચાલુ રાખી.

"શા માટે ? હું ન્યાયથી જીત્યો તે માટે!" મી. ચાર્લી, તોરથી બોલ્યો.

" તમારા વંશથી ઉતરી આવેલા એક બેશીને એમ નિરાધાર છોડી દેવા તમો તૈયાર છો, તે માટે !" મી. બારલોએ જવાબ દીધો.

" મેં તો હજી બી તમારા સમજાવવાથી દયા દેખાડી, પણ તમારા ધ્યાનમાં નથી આવતું, તેમાં મ્હારો વંશ શું કરે !" ચાર્લી બોલ્યો.

"માહરૂં ધારવું વાજબી છે મી. ચાર્લી!" બારલો પાછો ઘોભી બોલ્યો.

" શું વાજબી છે !" ચાર્લીએ પુછ્યું.

" અરધી દોલત." બારલોએ જવાબ દીધો.

કદી નહિ બનશે! ચાર્લી ઉસકેરાઇ ગયો.

" અને હું તે બરોબર બનાવીશ" હયાં બારલો ઉભો થઇ દ્રઢતાથી બોલ્યો, જો કે તે પોતે જાણતો ન હતો, કે, તેમ કરવાના તેના પાસ શું પુરાવાં હતા ? છતા બોલી તો પડયો.

"મી૰ બારલો તમારી મુલાકાત મેં હદ બાહેર લંબાવી છે, માટે હવે સીધારો અને પાંચ હજાર પાઉન્ડ ઉપર સબર કરો ?" ચાર્લીએ બારલોને જતા જતા કહયું "અને ફરીથી પાછા આવશો, તેબી ચોવીશ કલાક પછી, તો ફોકટ છે. ચોવીશ કલાકમા એની સુધ ઠેકાણે લાવશો, અને હું જે આપું છું તે ઉપર એને શુકરાના કરવા કહો ?"

બોલબોલતામાં ચાર્લીએ પાંચ હજાર પાઉન્ડની રકમ કાઢી આપવા માંગી, તેથી મી. બારલોને ચટપટ થઈ, અને ખચીતજ તેની નબલાઈ આ ચાતુર બારલો સમજી ગયો. જ્યારે ચાર્લી સાચ્ચોજ છે તો પછી આવા ધાટકી માણસથી પાંચ હજાર પાઉન્ડની આશા રાખવી, ન બનવા જેવુ લાગ્યું. પણ એવી નબલાઇથી બારલોનુ શુ વલ્યુ ! તેથી કાંઈ કેસ ઉપર અજવાલુ પડયું નહીં.

અલબત પાચ હજાર પાઉન્ડ હાલના વખતમાં સ્વીવન માટે ઘણા હતા, છતા તેને પાછા દસ્તાવેજ તપાસવા વિચાર કીધો. પછી જે ઇશ્વિર કરેતે ખરં. હાલતો તેના હાથમાં બીજા ચોવીશ કલાકો હતા.

બારલો રાતે ખાણુ લેવા પછી પાછો બેઠો અને એક પછી એક દસ્તાવેજ પાછા વાચવા મંડયો. એમ આખરે વિલનો દસતાવેજ બે હાથમાં ધરી, સામે બતી આગળ અવાચી ખાતો છેક મોડી રાત સુધી બેઠો હતો, તેવામાં વિલના કાગજની અધવચમા, તેને બતીની મદદથી આરપાર કંઈ દેખાયું, દેખાતા સમેત તે વીજલીના એક આંચકા સમેત ઉછલી ઉભો અને ચકીત થઈ ગયો, તુરતજ મન શાન્ત પાડી પાછુ બતી તરફ જોયું, અને પોતાની સઘલી ખાતરી કીધી. તેની મહેનતનુ ફળ તેને મલ્યુ તે માટે, તથા નિર્દોષની નીર્દોષતા પુરી કરવાની તેની ભલી નેમ પાર પડેલી જોઈ, પોતાના નસીબ ઉપર શુકર કરવા લાગ્યો—અને ખુદાનો ઉપકાર મનમાં ભણવા લાગ્યો. (બારલોએ શું જોયું હશે)

સઘલા દસાવેજો બરોબર બાંધી વગેસગે કરી મી. બારલો સુઈ ગયો અને પોતાની શોધની જરાબી બાતમી કોઇને કહી નહીં.

આખરે કેસ સમજવાના દિવસે કોર્ટમાં જબરી ધાધલ ચાલી રહી—

કારણકે બારલોની આ નવી ઉલટમા, આતુરતાથી ભાગ લેવા ઘણાકો ખાહેશમદ થયા અને આવા ચોખ્ખા કેસમા બારલો શું અજવાળુ નાખે છે, તે જાણુવા સઉ આતુર રહયા ત્યાં સામાસામી કાઉનસલો હાજર થયા, કોર્ટના સઘલા દસતાવેજો એમના એમ રજુ થયા.

મી૰ બારલો ઉઠયો અને બોલ્યો "નામદાર લોર્ડ હું મી. ચાર્લી અઠવા તેમના કોનસલોને એમ કેહવા માંગુછુ જે, માહરા કુલને જો અરધી દોલત આપતા હોય, તો હું કેશ આગલ ચલાવવા માગતો નથી.

આ હસવા જેવી દલીલથી સામેની પક્ષના હીમાયતીઓ હસવા લાગ્યા અને જવાબ મલ્યો "મી. બારલો જો તમોએ આટલી લાંબી મુદત પછી, આજ સેવટ શોધ્યુ હોય તો નાહકનો વખત બરબાદ કીધો, અને હમારા કુલને વધુ ખરચમા ઉતારયો, તમારી ધાવલ ધરપચથી હમો તો કાઈ ઘણીજ ઉચી દલીલની આશામા હતા.

"તમારા કુલ સાથે મસલત કરી મને જવાબ દેશો તો ઉપકાર થશે." મી. બારલોએ ઘણીજ ધીરજથી સવાલ કીધો.

"હમારાં કુલે એવું કશુંબી માન્ય રાખવા સાફ ના પાડવા હમોને તાકીદ કરીછે" સામે બાજુથી જવાબ મલ્યો.

"થીક—હું માહારૂ કામ આગળ ચલાવું છું" મી૰ બારલોએ મી૰ ચાર્લીની જુબાની લેવા માંડી.

મી. બારલો—બોલો મી. ચાર્લી, આ વિલ પર સહી કોણની છે?

મી. ચાર્લી–તે તો કોર્ટમાં પુરવાર થઈ છે કે મ્હારા મરહુમ કાકાજીની છે.

મી૰ બારલો—હું તમારા મોઢેથી ફરી જાણુવા માંગુ છું કે તે કોણની છે!

મી૰ ચાર્લી–મ્હારા મરહુમ કાકાજીની!

મી૰ બારલો–તે વખતે તમારી પાછળ કોણ ઉભું હતું, તે તમને ખબર છે!

મી૰ ચાર્લી—મ્હારી પાછળ કોણ ઉભું રહે વારૂ?

મી૰ બારલો—તમારૂં અંતકરણ! શું તમારા અંતકરણ પૂર્વક ખાતરીથી, યાદ કરી કહોછો, કે, તે સહી તમારા કાકાજીની છે!

મી૦ ચાર્લી—તમોને ફકત સાબેત કરવાનું એ છે કે, તે તેવણુની સહી નથી ! મ્હારા અંતકરણ સાથ કશું કામ નથી !

મી. બારલો—તમારા કાકાજી ગુજરયા તે વખતે તેવનનો ચહેરો કેવો હતો?

મી૦ ચાર્લી—આસુદો.

મી૦ બારલો—ઠીક ! હું અતરે એ સહી કરનારની સહી જોનાર શાક્ષીને બોલાવું છું ( શાક્ષીની મી૦ બારલોએ તપાસ ચાલુ રાખી ), આ સહી તમે જોઈ, તેને કેટલા મહીના થયા હશે વારૂ !

શાક્ષી—આસરે ૧૩ માસ (હયા સાંભલનારાઓમાં ચલવલ થવા માંડી.)

મી૦ બારલો—એ તમો શા આધારે કહી શકો છો ?

શાક્ષી—તે વેળા હું મ્હારી નવી નોકરીએ ગયો હતો, જ્યાં હું હજી સુધીછું.

મી૦ બારલો—તમોએ મરનારને જોયા, તે કેવા હતા ?

શાક્ષી—ઘણાજ નખાયલા, તથા મોહામાં ખાડા પડેલા જેવા ડોસા હતા.

મી૦ બારલો—(હયાં એક મોટી સાઇઝનું ચિત્ર દેખાડી શાક્ષીને પુછ્યું) આ ચિત્ર હાલ ઓલખી શકો છો ?

શાક્ષી—જી.—નહિ !

મી૦ બારલો—મારા લોર્ડ ! આ ચિત્ર મરનારે મરણની થોડા દિવસ આગમજ પડાવેલું હતું. જે સ્ટુડીઓના નામ ઉપરથી ત્યાંના રેજિસ્ટર્ડ કીધેલા નંબર ઉપરથી તારીખ સાબેત કરે છે (શાક્ષીને) તમો ધારો છો કે, પેલા નખાઇ ગયેલા ચેહરાને આ ચહેરો મલતો આવે !—

શાક્ષી—નહીંજી !

મી૦ બારલો—તમોએ શાક્ષી તરીકે સહી કરી હતી, પછી વિદાય થતી વખતે તમને કાંઇ આપવામાં આવ્યું હતું વારૂ ! યાદ રાખજો કે, તમારૂ અંતકરણ તમારી પાછલ છે.

શાક્ષી—(હયાં નરવશ થયો )—જી હા...

મી૦ બારલો—શું આપવામાં આવ્યું !

શાક્ષી—પાંચ પાઉન્ડ !

મી૦ બારલો—તે આપતાં શું કેહેવામાં આવ્યું !

શાક્ષી—તમોને બહુજ તકલીફ પડી છે, તેની મહેનતના બદલામાં રાખો.

મી૦ બારલો—જે વખતે તમારી સાક્ષી તરીકે સહી કરી ત્યારે કાંઇ તારીખ જોઇ હતી?

સાક્ષી—તેવું કાંઇ મને દેખાયું નહી, ખરૂં કહુ તો મે તે જાણવાની તકલીફ લીધી ન હતી.

(પછી એજ પ્રમાણે બીજા શાક્ષીની તપાસ લીધી હતી).

મી૦ બારલો—મ્હારા લૉર્ડ, મ્હને જે પુરવાર કરવાનું છે, તે હાલ એટલુજ, કે વારેસ જ્યારે મરનારને આસુદો કહે છે, ત્યારે વિલપર સહી કરનાર આસામી, તેવો ન હતો! તેની નોધ લેવી! (પાછો ચાર્લીને બોલાવ્યો) તમો આ ઉપરથી જોઈ શકતા હશો, કે વિલપર સહી કરનાર તમારા કાકાજી નથી, પણ બીજો કોઇ છે!

મી૦ ચાર્લી—તે તમોએ કશું પુરવાર કર્યું નથી.

મી૦ બારલો—અને હજી બી માહરી ખાહેશ છે કે, તે હું પુરવાર કરૂં તે આગમજ તમો કબુલ કરો તો સારૂ.

રાઉસલ—અમારા કુલને એવી ભપકી આપવા કરતા મી૦ બારલો તમે તમારો મુકરદમો પુરવાર કરો તો સારૂં!

મી૦ બારલો—હવે તેજ ફકત મ્હારે માટે બાકી છે.

એમ કહી મી૦ બારલોએ બોલવુ શરૂ કીધુ "માહરા નામદાર લોર્ડ, આ પડેલા દસતાવેજો માહેથી વિલનો દસતાવેજ આપ કાઢશો તો ઉપકાર થશે!"

આખરે લૉર્ડ સાહેબે તેમ કીધું અને આગલ વધુ શું કરવું તે ખુલાશા માટે વડા જડજ સાહેબ થોભ્યા "માહરા લોર્ડ! હું હયા એક બતી મંગાવવાની અરજ કરૂંછુ." મી. બારલોએ દલીલ આગલ ચલાવી.

આખરે બતી લાવી તેબલ ઉપર જડજ સાહેબની સામે મુકવામાં આવી અને આ બતી મંગાવવાથી શું અજવાલું પાડવામાં આવનાર હતું તે માટે જોનારાઓ ચુપકીદીમાં બેઠા.

"તમો નામદારને હવે અરજ કરૂંછું જે, એજ દસ્તાવેજ

બરોબર બે હાથે વચ્ચેથી પકડો, અને આ બતીનો ઉજાસ, તે દસતાવેજ ઉપર પાછલથી પડવા દેઓ, અને પછી મને કહો કે આપ શું જોવ છો?" બારલોએ ઘણાજ માનથી અરજ કરી.

અજાયબી વધતી ગઇ. વડા ન્યાયધીશ સાહેબે ઘણીજ સંભાલથી જેમ કહયું તેમ જોયું, અને જોતાંજ જરા આંચકી ખાઇ, દસતાવેજના સહી કીધેલા ભાગ ઉપર પાછી નજર કીધી, પાછું બતીથી જોયું, અને એક અજાયબીના ઉંડા પડઘા સાથે દસતાવેજ તેબલ ઉપર નાખી દઇ, ચકીત થઈ થોડો વાર થોભ્યા. લોકમાં ઉસકેરાત વધ્યો, ન્યાયધીશે શું જોયું હશે ? એમ વાત ચાલવા લાગી.

આ સઘલી ક્ષણ માત્રની ગડબડમાં ચાર્લીના મોહ ઉપરથી સઘલો રતાશ શા માટે ઉડતો હતો તે હાલ જાણવાની જરૂર નથી, પણ સઘલાઓ તે ખુલ્લુ જોતાં હતાં.

થોડીક વાર થોભી વડા ન્યાયધીશે સલાહકારોને તેમ જોવા કહયું, અને દસતાવેજ તેઓને આપ્યો સઘલા એક પછી એક, ચકીત થઇને ચુપજ બેઠા—આખરે વડા ન્યાયધીશ સાહેબે ચુપકીદી તોડી, અને ગંભીર સાદે બોલ્યા "ધન્ય છે મી૦ બારલો, તમારી ચાલાકી ઉપર. આફ્રીન છે તમારા ગુરૂઓ ઉપર !" નામદાર લૉર્ડના બોલવાથી ચાર્લીના કાઉનસલોના મોહ ઉતરી ગયા, કારણ કે મી૦ બારલોની નરમ અરજ છતાં, તેઓએ તેઓના કુલ ઉપર મુસતાક રહી ગોયા મી૦ બારલોની હસી કરી હતી.

બંધવા ચાર્લી ! (આ સાભલતાંજ ચાર્લી મુર્છામાં આવ્યો પણ જેમ તેમ ત્યાં થોભ્યો ) તાહારૂં કાવતરૂં પકડાઇ ગયું છે. (ચાર્લીની હાલત ઉપરથી તે વધુ સાબેત કરવાનું રહયું નથી) માહારા ભલા કાઉનસલો, આ દસતાવેજ તમો પણ હમારી માફક જુઓ !" જોતાંજ તેઓની ખાતરી થઇ અને ફૉરજરીની ઠગાઇ ઘણીજ સફાઇથી કરવામા આવી હતી તે ખુલ્લી પડી.

જે વરસમાં ઘરડા કાકા જોનસન મરણ પામ્યા હતા, તે વરસની

પાછલના વરસના દિવસે વિલ કરવામાં આવેલું હતું જોકે વિલની વિગત અને ફૉરજરી ઘણીજ સફાઇથી કરવામાં આવી હતી, "પણ કાગલની માહેના પાણીના અક્ષરો, મરણ પછીનું સાલ ખુલ્લું પુરવાર કરતાં હતા" જે શોધે, ખુદરતી રીતેજ મી૦ બારલોને, તેની રાતની તપાસ વખતે યારી આપી હતી.

દરેકની અજાયબી વચ્ચે ચાર્લી ફ્સ્યો, અને મજબુત સજાને માટે કોર્ટમાં સપડાયો.

ભલા મી૦ બારલોની સમજાવતથી મી૦ સ્તીવને પોતાના ઉપર થયેલી ઠગાઇનો દાવો માડયો નહી, પણ કોર્ટે બંધવા ઉપર કામ ચલાવ્યું, અને મી૦ બારલોની ભલામણ ખાતર રહેમ દીલ સાથે ત્રણ વરસના સખત કેદખાનાની સજા ચાર્લીને મલી.

મી૦ બારલોને સાબાસીનો પાર રહયો નહિ—સર્વથી મુબારકબાદી મેલવતો રેહયો અને આ કેસ પછી તેની ફતેહનો પાયો ઘણોજ જોરદાર, અને બળવાન થયો. વડા જડજોએ આગલ આવી શેકહેન્ડ કરતા સાબાશી આપી, તથા તેવને ઠગાઇ પારખી કાઢવા છતા, મી૦ ચાર્લીને બચાવવા ખાતેર જે ઉંચ ગુણ દેખાડયો હતો, જેનો લાભ ઠગારો ચાર્લી લેવા ચુકયો, તે પગલા માટે બી જડજોએ તારીફ કરી હતી.

ત્યાર પછી તેમની બાહોશીથી એટલીબધી પ્રેકટીસ વધી ગઈ અને દ્રવ્ય પણ થોડાક વખતમાં એટલું વધી ગયુ કે કાંઇ સુમાર રહયો નહી તે સાથે કેટલાક વેપાર ધંધાના ડાયરેકતર તરીકે, પોતાની સ્તયતા અને ખંતથી કેટલા ધંધામા જીપલાવી, પોતાની યોગ્ય સ્લાહથી સઘલા ધીકતા કીધા. ટુકમા કહો તો તેમની હાથની આંગલી જાણે વીજલીક બળ ધરાવતી હતી, તે જ્યાં લાગતી ત્યા ઝડપ સાથ નસીબ દેવી પ્રસન રહેતી.

એવા થોડા વરસ ગયા અને પછી તે સંસારની સાંકલમા જોડાવા તૈયાર થયો ને ઇશ્વરે સઘલું સારૂ આપ્યું હતું તે સાથે તેને ધણીઆણી મલ્યા, તે પણ રાંક અસીલ પ્રેમાળ સરમાલ અને પતિના અમંડ શુખમા રાજી રહેનાર મલ્યા—આ ભલા બાનુ ઘણાજ ગરીબના પુત્રી

હતાં અને સંસારી તાલીમ સાથે જ્ઞાન પણ સારૂ લીધુ હતુ ટુંકમા જ્યારે મી. બારલો કોલેજમા અભ્યાસ કરતો હતો, તે વેળાના સ્ટુડન્સ કુવારટર્ઝના રખેવાલના તેવન એક પુરાં પુત્રી હતાં—અને એત્નનો એક બાઈ પણ હતો, ન્યાના ભલા પ્રોફેસરની માયાથી આ ભલી બાનુ મીસ "એમી" ને મફત ખાસગી શીક્ષણ મલ્યું હતું—ત્યારથીજ મી. બારલોનું મન ત્યા ભરાયું હતું-પણ આજકાલની નાસાગોસાની રમતથી આ ભવિષ્યના વર વહુ પહેલાથીજ નિરાલા હતા—

## "મધુર મેલાપ."

નાતાલના તહેવારોપર ત્યાંની કોર્ટ બંધ થતા મી. બારલો પોતાંની પાઠશાળાના વડીલોની ભેટ લેવામસે ત્યાં ગયો-પણ મુલાકાત લેવાની તેની મકસદમાં કાંઈ જુદોજ ખ્યાલ હતો. તે પોતાના પ્રોફેસરોને મળ્યો, જેઓ તેનાથી ઘણાજ મગન અને તેની કારકીર્દીથી પ્રસન થયા હતા, ત્યાં મલી ભેટી રૂખસદ લઈ સ્ટુડન્સ કવારટર્ઝના કારભારીના નાના કોટેજ આગલ ગયો. આ વખતે, સરમાલ અને રાંક બારલોનું મન, અર્ધ ખુશી અર્ધ ચિંતામાં હતું, કારણકે ત્યાં તેને નિરાશી યા ખુશાલી એ માહેથી કોઇબી આજે હાંસેલ થાયે જેથી તેની જીંદગીની નવી સરૂઆતમાં નકકી માપ બનાવે તેમ હતું. કોટેજ આગલના વાર્ડમાં મીસ એમી ફુલના કયારામાં કામ કરતી રોકાયલી હતી. "મીસ એમી ! રખે હું આજે તમારા ઉદ્યોગમાં ખલલ કરતો હોઉં, માટે માફી ચાહુંછું" જરા ધ્રુજતા સાદે બારલો બોલ્યો. એમીએ આંખ ઉચકી જોયું, અને જોતાંજ તેણીના મોઢા ઉપર હસવું પ્રગટ થયુ, પણ નીચી નજરે પોતાના હાથના કાંડાનો ભાગ શેકહેન્ડ માટે લંબાવતા બોલી. "આવો મી૦ બારલો આવો ! મ્હારા હાથ ખરડાયલા છે મને માફ કરજો."

"જ્યાં કાદવ છે ત્યાંજ આ ઝાડ થયા છે, તેવાજ કાદવના ઝાડમાંથી આ મનહર ગોલાબ ઉગેલા છે-માટે મારો હાથ ખરડાએ તો કાંઇ

ચિંતા નહી, તમારા હાથમાં વળગેલું ખાતર, મારા હાથને લાગવાથી કંઈ સારોજ વેલો વધારશે," બારલોએ બહુજ વાંકા વલી હાથ લેતા જવાબ દીધો.

"મી૦ બારલો ! તમો જેવા બાહોશ નરને જવાબ આપવાની માહરી નાશક્તી કબુલ કરું છું–પણ આજે તમોને અમારે ત્યાં આવવાની કેમ ફુરસદ મલી !" એમીએ જરા અજબ થઇ પુછ્યું.

"અને કદાપી ઘણે લાંબે વખતે તમારીજ યાદ કરી હું આવ્યો તે શું તમને ગમતું નથી !"–બારલોએ જવાબ દીધો.

"હમો જેવાના ગમવા અથવા નહી ગમવા ઉપર, શું તમો જેવા અમલ કરો છો ? એમ હોય તો, તે તાજુબીની વાત છે, પણ મી૦ બારલો તમો ઘરમાં તો આવો ? તડકામાં નાં ઉભા રહો ! બાવાજી હમણાં આવશે–હું ધારૂં છું કે તમોને જવાની ઘણી ઉતાવલ નહીં હશે ! જ્યારે આવ્યા ત્યારે તો હમારે ત્યાં આખ્ખો દિવસ રહી, અમારી ઝુંપડીને પાવન કરી શોભા આપશો તો મહેરબાની થશે" નરમાસભ-રેલી અદાથી એમીએ તગર તગર બારલો સામું જોઇ પુછ્યું.

"તમારી આ ભલી માગણી, ના કહી લાગણીને દુખવવા બદલ હું ખુશી સાથે સ્વીકારૂં છું, ચાલો આપણે અંદર જઇશું !"–મી૦ બારલો મીસ એમીને આગલ ચલાવી પોતે બાજુમાં ચાલતા કોટેજમાં દાખેલ થયો.

મીસ એમી તેમને હોલમા બેસાડી હાથ પગ સાફ કરવા તેમની પરવાનગી લઇ ગઈ. મીસ એમી આવે તેટલા હોલમા, સંગારથી સરજેલી સાદી ચીજોની ગોઠવણ જોઇ, મી૦ બારલોને પોતાને ત્યાનું ભાતભાતનું ફરનીચર હાલ હવાલ લાગ્યું, અને ખચ્ચીત વિચારવા લાગ્યો કે "જ્યાં સ્ત્રીનો પીરેસતાઇ ખસલત હાથ ન હોય ત્યાં "મધુર મોજનો સાથ કદિ હોતોજ નથી."–જેમ સફેદપર કાલી રંગત જેબ દે છે, તેમ સ્ત્રી અને મરદનો સામ સામો ભાવ પેદા થયો ન હોય, તો બહેસ્ત અને દોજખ જેવી જેહમત, યા હસ્તીનો ખ્યાલ કોઇ ધરાવતેજ નહી. સંસારમાં સારી, રૂડી ચીજ, જાણે બાગેબહેસ્ત સમાન છે, જ્યારે તેથી ઉલટું એક બેવકુફ

ઓથી, સંસારનો સર્વ સીધા થવા સાથ, અંધારા ધાર સમાનજ થઈ પડેછે. માટે આ ધરતીપર સરજ્યા, અને સ્ત્રીને મરદને પરસપરથી સુખ ન મળે તો બીજે કેઠે પણ સુખ મલવા, મેલવવાની આશા નિર્થક સમજવી. એમ વિચારમા હતો એવામાં ધીમે પગલે એમી આવીને પાછળ ઉભી રહી, તેજ વખતે એમી ઉપર બારલોની નજર પડી હોત! "કેમ મીસ બારલો, કાંઈ ખુબ વિચારમા મસગુલ છેઓ, કાંઈ કેઠે શુલતો નથી કે!" એમીએ રમુજમાં પુછ્યું–

"હું વિચારતો હતો કે આ આખ્ખી જગ્યા, મ્હારા પોતાના મકાનમા ફેરવાઈ જાયે એવુ જાદુઈ ફાણુસ મ્હારા હાથમા હોત!" મી. બારલોએ જવાબ દીધો. "બા! તમારા લોકની વાતજ મને તો સમજ પડતી નથી. એ જાદુઇ ફાણુસની કરામત વીશે હું બરોબર જાણુતીબી નથી" એમી બોલી. "અને હું શું બોલી ગયો તે બધું ફરી સમજાવવાની મારી તાકાત બી નથી" બારલોએ જવાબ દીધો.

"તમે બોલો તે સમજ્યા વગર બોલો એ હું કદી માનુબી નહી" એમી હસીને બોલી એટલી વારમા એક બાઈ ચાનો સૅટ લઈ દાખલ થઈ તેવીજ એમી ઉઠીને ચા તૈયાર કરવા પડી.

"માહરા ખાતેર તમોને કેટલીક બધી મહેનત!" મી. બારલોએ કહ્યુ

"તમારા જેવાની જન્મ સુધીની ચાકરીમાં હમો જેવા ગરીબને થાક હોયજ નહી. તમારા લોકની સેવા ચાકરીમાજ હમો બાઈ માણસનો જનમારોછે, અને તેમ જો નહીં કરવાનું હોય તો, અમારી જીંદગી રદ છે, અને અમો ખચ્ચીતજ જુરી મરીયે." એમીએ જવાબ દીધો.

એમીએ ચા બનાવી ઘણીજ અદાથી પ્યાલુ બારલો આગળ મુકયું, આજે આ ચાનું કપ બારલોની આખ્ખી જીંદગીમાં સઉથી વધારે વહાલું લાગ્યું–અને મનમાં ધાર્યું કે તે પ્યાલું પીવાનું પુરૂંજ નહી થાયે!

"મીસ એમી! તમારા બાવાજી સાથે આજે મને ઘણું અગત્યનું કામ છે, પણ તે આગમચ મારે તમારી પરવાનગી લેવાની છે, કારણકે જે બાતને માટે બાવાજીને પુછવાનું છે તેમાં સબંધ તમારો પહેલો આવે છે."

પુછવાનું કારણ કે તમારા "હા" અને "ના" ના જવાબ ઉપરજ તે કામનો આધાર છે" બારલોએ વાંકા વળી ચા પીતા ઘણીજ નરમાસથી કહયું.

"મેં તો પહેલાથીજ તમોને કહયું જે તમારી ચાકરીમાં તૈયાર છઇએ, પછી અમો તાબેદારની પરવાનગી કેવી! તે કરતાં બોલો મ્હારા ભલા મી. બારલો, તમારી શું ફરમાશ છે! હું તમોને તેમ બોલવા પરવાનગી આપું છું." એમીએ જવાબ દીધો. "હું થોડા અને સાદા બોલોમાંજ તમુને એમ પુછવા માગું છું કે" મી૦ બારલો હયા પાછો અચકી ગયો.

"કાંય! મી. બારલો, તમો પાછા અટકી કેમ ગયા? તમો બીકન દેખાવા માંગો છો. જે હું માનતી નથી." એમીએ લગાર હસીને કહયું.

"હું બીકન તો નથીજ, પણ તમારી આગલ મ્હારૂ સામર્થજ ચાલતું નથી, તથા હું સવાલ કેમ કરૂં, તેનો મને કોઇ દીવશે અભ્યાસ થયો નથી તેથી હું ગુચવાઉ છું." બારલોએ જવાબ કીધો.

"તમો જેવા બાહોશ અભ્યાસીને, ગમે એવા સવાલ કરવામાં કાંઇ તેમાં ઘણી ગુચવણ પડતી હોય, અને તેમાં હું મદદ કરી શકીશ, એ મને લાગતું નથી." એમીએ સ્હેજ રમુજ ચાલુજ રાખી, જો કે તેણી સમજી ગઇ હતી અને સમજતાંજ લાલ લાલ થઇ ગઇ હતી.

"પણ હું નહિં બોલું તે આગમચ તમો, કશુંબી ખ્યાલી શકતાં નથી, એમ બનવા જોગ છે?" બારલોએ સવાલ કીધો.

"મેં કાંઇ બીજાનાં મનના વિચાર પારખવાની સ્ટડી કરી નથી, છતાં હું તમારા વિચારો કેમ જાણી શકું!" એમીએ જવાબ દીધો.

આ ઉપરથી, મી૦ બારલો, જરા છાતી મકકમ કરી પોતાની જગ્યા ઉપરથી ઉઠીને, જે સૅતી ઉપર મીસ એમી બેઠી હતી તે સૅતીની પડોશમાં જઈ બેઠો. તેને તેણીના હાથ ઉપર પોતાનો હાથ મેલી, એટલુંજ કહયું, "એમી! વહાલી એમી! હું તને મ્હારા ખરા જીગરથી ચાહું છું" એમ ઘણાજ ધ્રુજતા સાદે બોલીને બારલોએ

ચુપકીદી છોડી, જોકે તેમ કરતાં તેને ઘણું ભારી લાગ્યું હતું એમી શરમથી, અને ખુશાલીથી લાલચોલ થઇ ગઇ, અને પોતાનું માથું, પોતાની બગલમાં નમાવી દીધું, જોકે જે હાથ ઉપર મી. બારલોએ હાથ મુકયો હતો, તે હાથ ખસેડયો ન હતો. આ ચુપકીદીથી મી. બારલો વધારે ખુશી થયો, અને પોતાનો જવાબ મલેલો સમજી, તે હાથને વધારે જોરથી દાબી, તેને તે ઉપર એક ચુમ્બન કીધું—જેના બદલામાં એમીએ ઘણાજ હસતા ચેહરા સાથે જોઇ, તેના ખોળા ઉપર પોતાનું માથું નાખી દીધું. આ તેણીનો, બારલો માટે મુગો જવાબ હતો, અને જે જવાબથી બારલોને જાણે બહેસ્તમાં બેસી સુખ મેલવતો હોય એમ લાગ્યું. હા! પ્રિય વાંચક! આવો આનંદી દેખાવ, ત્હારી જીંદગીમાં તુંએ જાતે અનુભવ્યો ન હોય, છતાં જોયો હોય, તો ખરેજ એક ભાગ્યોદયની વાત છે! અગર સાંભલવામાં પણ આવ્યો, તો ખરેજ ખુશાલીનો દમ ખેંચી, તેવા ઉંચ **પ્રીતના, પત્ની, અને પતિના પ્યારનું** વર્ણન સાંભલી પણ આશિષ દેજે!

આંખના પ્રેમાલ પલકારાથીજ આ ભલી જોડી, સદાની ગુપ્ત રીતે બંધાઈ હતી, જેથી મી. બારલોએ પોતાની ચઢતી દશા આવી, ત્યારે તેણીના હાથની માગણી કરી હતી, જે ખુશીથી સ્વિકારી આજે તેવાં માન માટે આ ધરતીપર સરજતાં, ધણિઆણિ તરીકે કબુલ રહી માન મેલવ્યુ હતું. "સ્ત્રી અને મરદને પરસપરથી સુખ ન મલે, તો બીજે કેઠે પણ સુખ મલવા મેલવવાની આશા નિર્થક સમજવી."

"જ્યાંબી બઈરાંઓ એકાંત બેઠેલા હોય, કે તમો માટીડાઓને ચેરા કાઢવા વગર સુજ પડેજ નહી કે!" એમીએ બારલોને ચીડવવા જબાન ખોલી.

હવે બારલોની જીભ ઉપરી. "આખ્ખી ઉમ્મરમાં એકજ એવા ચેડા માટે મ્હારા જેવાને ખોદાની પરવાનગી છે, અને તે એક વારની કસુરની સર્વ ઠેકાણે મારીજ છે, કારણ કે ઉમ્મર ભરના સુખના ખ્યાલમાં, આવાં ચેડા ઘણાજ ઉત્તમ કહેવાય" બારલોએ સમજથી જવાબ દીધો.

"વાહલા બારલો! તું ધારે છે કે હું ત્હારે લાયકની છું!"

એમીએ વહાલથી પુછયું. "નેક નારીઓની ખુબીઓમાં જે ખાસ વધારો છે તે એજ કે, તેઓ એવી નિર્દોષ, ભલી, માયાલુ છે, કે તેના ખ્યાલમાંજ, પતિ તરફના પ્રીતમાંજ, પોતાની કિમ્મત પિછાણુતા, તથા આંકણી કરવાનું ભૂલે છે. લખ્ખો જમાનાઓ અગર વહી જાયે, લાખો અનુભવો માંહેથી પસાર થઇએ, તે સઘલા અનુભવો, તુંજ મધુરી મોહિનીના મધરસ આંખોના એકજ પલકારથી નિર્મૂળ થઈ જાયે છે, ગોયા પ્રીત, આંખમાં જોઇએ છે, જે પ્રીત નથી પણ પરમાત્માંનુ સ્મરણ જોઇએ છે. બોલ વહાલી હવે પરમાત્માં પોતાની આકણી કરવા કદિ કયાંએ થોભશે કે!" બારલોએ જવાબ દીધો.

"મ્હારા પ્રાણુપ્રિય બારલો! હું પરમાત્માનીજ વહાલી છું, એવી આકણી કરનાર, અને ખરીદનાર તુંજ મ્હારો સદાનો વહાલો છે! તું આકણીમાં ભૂલ કરેચ, કે સુખ માને છે, તે તો તું પોતે ખરીદનારજ જાણે! હું તો હકદારના હકમા સદાજ સામેલ છું—મ્હારી કિમ્મતની મને જરૂરજ નથી." એમીએ વહાલથી જવાબ વાલ્યો. એટલામાં બાવાજી આવ્યા અને સરમાઇને એમી પાછલ નાહાશી ગઇ, પણ બારલો તેમને સામે મલવા ગયો. તેમને જોઇ મી० રીચી બહુજ ખુશી થયો અને હરખભેર આવકાર આપ્યો. "મી० રીચી, તમારા ઘર તરફની મહેમાનદારીમાં, મેં નહી માફ થઇ શકે એવી એક છુટ લીધી છે, મને તે માફ કરશો!" મી० બારલોએ ખુશનુમા તોરથી પુછયું.

"તમો મ્હારા ઘરમા કોઇબી જાતની છુટ લેવો, તે વીશે મને શક છેજ નહી, હતોબી નહીં, છતા બોલો, તમુને મ્હારી તદનજ માફી છે," મી. રીચીએ પણ ખુશ મીજાજે જવાબ દીધો. "તમારી વ્હાલી એમીને, મારા હાથની મેં માગણી કરી છે, અને તમારી મરજી સાથે થાયે તો હમો ખરાંજ સુખી થઇએ, એમ છે" બારલોએ જણાવ્યું.

"આ તમારી ન ધારેલી છુટ માટે હુ તમુને મજબુત શિક્ષા કરવા માગુ છુ–તે એજ કે આજે અમારી સાથે ખાણું લેવો, અને પછી મ્હારી દીકરીને તમારી સાથે પરણાવી, તમારા ઘર મોકલવા, હું મ્હારે ઘરથી

તેણીતે બહારજ કાઢીશ. તે માટે આજે હું તમુને અંતકરણથી મુબારકબાદી આપું છું, બારલો ! એમ હસી, આગલ જઇ પોતાના વાહલા બારલોની પેશાની ઉપર ચુંબન કર્યું. "તમારી એમીને લઇ જવાને હું હમણાજ ખુશી છું." બારલોએ હસીને જવાબ આપ્યો—પછી બારલો તે દિવશ ત્યાજ રહયો—કોલેજમાં તેની વાત જાહેર થઇ, જેઓએ જાણ્યું, તેઓને બારલોની પસંદગી ઘણીજ સુખરૂપ અને બંધ એસતી લાગી.

લગન થોડાજ દિવશમા હતા, માટે બારેલો વલતી સહાજની ત્રેનમાં, જોઇતી ખરીદી કરવા ગયો. બંગલામાં જોઇતી ચીજો પુરી પાડવા સઘલા ઓરડરો આપ્યા. પોતાના માનીતા જાણીતા દોસ્તો, જેમાં મી૦ માઇકલ પહેલો હતો, તેને ઇજિન કરી લગનમા હાજરી આપવા કબુલાત મેલવી. એમીને માટે ઘરમાં સુખશાન્તિના બીજા સાધણો સ્થાપ્યા. પોતાના ભાઇને સાથે લઇ ગયો.

આ પછી પાસેના દેવલમાજ જરાબી ધામધુમ વગર થોડા દીવશમાં લગન કીયા થઇ, ક્રીસ્ટયમસના દીવશોમા ત્યાજ હનીમુન કરી, બારલો અને એમી સદાના પવીત્ર કોલથી બંધાઇ, થોડા દીવશ મોજ મારી, પોતાના ઘરે સીધાર્યાં. એમીનો ભાઇ રોલન્ડ જે બાહેર ગામ હતો, તે આવી ન શકયો, પણ તાર મારફતે પોતાના બાપ અને બહેનને મુબારકબાદી આપી.

બારલોના ઘરમાં રાજ કરતી રાણી આવી, અને બારલોનું ઘર સુખથી છલોછલ ભરાયું, ત્યાં જતાં વાર પોતાના ભાઇ તથા અંગત દોસ્તોને બીજી પાર્ટી આપી, પોતાની ખુશાળી પ્રગટ કરી. એમીને સર્વ સાથ ઓલખ કરાવી, સર્વની મુબારકબાદી મેલવી. સરંને એમી તરફ ઘણીજ માયા અને મમતા ધાઇ આવી. દરેક જન તેણીનો શાન્ત અને ઉમંગી સ્વભાવ જોઇ, ખુશ થતા હતા. ટુકમા જેવો "વર," તેવીજ "વહુ" હતી. જ્યારે ધંધાધાપામા બારલો તારીફ મેલવતો, ત્યારે આ ભલી બાનુ પોતાના આસપાસનાઓથી નામના પામી રહી હતી. ગરીબ

ગુરખાંની જાણે દુધાલી ગાય હતી. ઘરનો સઘલો વહીવટ ચોખાઇથી તથા દયા મયાથી કરતી હતી. પોતાના પતિના નામને જેબ આપે તેવી કુશળતાથી રહેતી હતી, દરેક સારા સમય વખતે, દરેક સારી પાર્ટી વખતે એવું ન બન્યું હોય જેમાં એમી ન હોય. ટુકમાં એમીથી જે સુખ હાસેલ કરયું હતું, તે સર્વગનું સુખ સમાન બારલોને લાગતું હતું. કોઇ ગરીબ, ઘરમાં બાઇ પાસ મદદ માટે ન આવતું, જે ખાલી હાથે ત્યાંથી પાછું જાયે!

"પત્ની આગળ પ્રીત, ધન છે ત્યાં ઓછું
પ્રીત વિનાની પત્નીમા આ સંસાર છે ખોખું"!

## "વાદળાંની ચિંટ."

"ગગન જો જ્યાં ચઢયું, ત્યાં દુખનો દોર છે
તેના ધમઘોર શોરમાં, આ જગનો જોર છે!

કોણુ નથી જાણતું કે, આકાશ હમેશ પ્રકાશતું નથી! કોણુ નથી જાણતું, કે કાળા વાદલા હમેશ ચંદ્રને, સુર્યને, તારાઓને થોડી બી વાર ઢાંકે છે. કોણુ નથી માનતું કે ખુશાળી શદાની નથી–જુવાન હરદમ તેજદાર નથી–તાકાત તુટવા વગર રહેતી નથી–જગત દરેક ખેલ કરે છે, તેમ આ ઘરમાં શા માટે તેમ ન હોય! શહાદીના સુખમાં લગભગ બે વરસ નિરાંતે કાઢી, આ ભલા મી૦ બારલોના ઘર ઉપર સીહા પાંખ ઉંગડી રહી હતી. તેની ધણિઆણી હાલમાં, એક એકાંત ઓરડામાં ચાર બાહોશ કુશળ ડૉકટરોની સંભાલમાં પડી હતી–ચિંતા હર પલ વધતી હતી. બાહોશ બારલો બેહોશ, હોંશ વગરનો, ધ્રુજતો બીજા ઓરડામાં આતુરતાથી બારણું ઉગડવાની વાત જોતો, ભીનાયલી આંખ્યોએ બેઠો હતો. આ સિંહ જેવો ગરજનાર બારલો આજે લાઇલાજ, ચુપ, એક ખુણામાં ભલા માઇકલની સંગતે બેઠો હતો. નહી કે કોઇ કાયદાની સલાહ આપવા! કારણુકે હયાં માણુસાઇ કાયદા ચાલે એમ હતું નહીં, પણુ જમની ફેરી ઘરમાં આવીને દોર કરતી

હતી, તેને કેમ નસાડવી તે ઉપર સઘલા મનન કરવા બેઠા હતાં. "ધીરજ ધર, બારલો! માંદગી ભયભીત તો છે, પણ "અંત સુધી ખંત" સમજાવવાની મ્હારી શક્તિ હું ના પાડું છું" ભલા આઇકલે ગડગડતા અવાજે કહ્યું. ફક્ત ડોકું ઉંચકી બારલો કીરતારની મદદ માગતો હોય તેમ ફરી પાછું માથું છાતી ઉપર નાખી દઇ, ફોકે ફોક રડયો, અને નવધાર આસુથી પોતાનો રોહો ખાલી કીધો. જાલેમ જમ દેવ, પોતાનું વેર લઇ પરવાડયો હતો, કારણ તેમ કરવાનું તેનું કામજ હતું—તે કોઇનો દોસ્ત હતોજ નહી, અને રહેશે બી નહી, પણ સદાને માટેજ સઘલાની પાછળ ફરતોજ રહેશે. ચિંતા વધતી વધતી છેક દમ ઉપર આવી, ગમની કશી હદ રહી નહી, તેટલા બારણું ઉગડયું, અને માહાન ડોકટર "ડારની" સુપકીદીથી અંદર આવ્યો. "ધીરજ રાખ, મ્હારા પ્રિય બારલો! મને આ વખતે એવડાં કામ બજાવવાની કીરતારે ફરજ સોંપી છે બારલો! ત્હારા જેવા ચતુરને ચેતવવાની કશી જરૂર નથી. પણ સરજત આગલ શું કરશે"! આટલુ બોલી તે ભલા વિદ્વાન ડૉકટરે પોતાના મોહોમાં રૂમાલ લીધો.

"બોલો મારા વહાલા ડારની! બોલો! જે હોય તે કહી દેવો!" "હું ધીરજ રાખવા કબુલાત આપું છું!" અધીરાઇથી બારલોએ પુછ્યું.

"સાવધ થા, બિરાદર, કે ત્હારે ત્યાં એક બેટો આવ્યોછે, પણ તે તે... ત્હારી વહાલી, પરણેતરના ભોગે" આટલું તેમનું બોલવાનું પુરૂ થતાંજ, બારલો બેભાન થયો, તરતજ તેને સાવધ કરવામાં આવ્યો. નવધાર આંસુનો પ્રવાહ ઉછલી પડયો, કે જેમ થવાથી ખરેજ શાંતિ મલી અને પછી, મકકમ છાતી રાખી શાન્ત થયો. આ શાન્તિ થયેલી જોઇ ડૉકટર એક પલ જરા બીધો, પણ તુરતજ કાંઇ બીજા વિચારથી બેસી રહયો.

"બન્ને પ્યારા જીવો એકસરખી ધાસ્તીમાં હતા, અને જોકે મોટા જીવને બચાવવાની ઘણી યુકતી કરી, પણ આખેર આ નાના, નવા જીવ માત્રને બચાવવાની છેલ્લી બારી અખત્યાર કીધી. બિરાદર, તું ત્યાં ન હતો, પણ હમોએ એક અજબ નવાઇ જોઇ, તે એ હતી કે

સઘલી બેભાણી છતાં એકદમ બાળકના જનમ સાથ, બાનુએ આંખ ઉગાડી બાળકને માગ્યું, અમારી વઇદકની સઘલી નવાઈ સાથે અમોએ ચકીત થઇ જોયું કે, તે ભાન કે શું કહેવાય ? છતાં વધુ વિચાર ન કરતાં અમોએ ખુશી થઇ તે બાળકને તેણીની પડોશમાં ધર્યું, જે ઉપર પોતાના ગોલાબી હોઠવતી એક ચુંબન કર્યું, અને બાનું એમ બોલ્યા "સુખી રેહજે દીકરા ત્હારા વહાલા બાપ સાથે-તેને મ્હારો આ દુન્યાનો છેલ્લો સલામ-" હજી આ બોલો પુરા થતાજ, તે બાનુએ પોતાનો દમ બંધ કીધો, અને હકતાલાને પ્રાણ સ્વાધીન કર્યો"—એમ ડારનીએ ખુલાશો કીધો.

શું ત્યારે આ નાનું નિર્દોષ ભુલકું, માતાના પેટથી જન્મ લઇ, માતાનેજ દગો કરવા આવ્યું હતું ? શું તેને ત્યારે જન્મતાંજ "મા" વિનાનું હાડમારી સામે તકકર ઝીલવા પેદા કર્યું હતું ? ન હતું કોઇ ઇનસાન કે જેને હયા તેમ કરવા ગમ્યું હોય ! ન હતું કોઇ કરપીન કે, પોતાના અંગત લાભ માટે આ માતાને, તેના બાળકથી છુટી પાડવા કસદ કીધી હોય ! ગમે તે હોય પણ નિર્દોષ જીવને સમજ શું પડતી હશે, કે તેન માતાને ખોહી છે ? શું તે મોટો થઈ માતાનું સુખ શું છે, તે, વગર માતાએ, સુખ જાણતા શીખશે ? આ સઘલાના, તથા એવા બીજા અનેક સવાલોના જવાબ આપવા, હજી કોઇ પેગામબર પેદા થયો નથી. કોઈ સરજત માને, કોઇ નસીબ માને, કોઈ સંજોગ માને, પણ આટલું તો સિધ્ધ છે, જે બારલોને સંતાપ શરૂ થયો છે, અને તેને ધીરજ મળે એવું આપણું ચાહવું છે જે સબ્દ રૂપી દીલાસો પણ રદ છે, કારણ જેનુ ગયુ તેજ દુખ જાણેછે.

તે જાણતોજ હતો કે વહાલી ધણિઆણી સાથે, તેના સઘલા સુખ ગયાં છે, તેને હવેજ ફાળ પડી કે તેનું નાનું બાળક માતા ખોહી બેઠું છે. આ બેવડો સીતમ કોઇબી જાલીમની છાતી ફાડવા પુરતો હતો. પણ તે સઘળાં સોસવા સીવાય છુટકો હતોજ નહી.

હેબત નાહક બનાવ સામે પુત્રની વધાઇથી, બારલોને કાંઇ અજબ ધીરજ આવી, અને આટલા દુઃખ છતા બી સેવટે બાળક

પોતાની પડોશમાં છે, એમ સંતોષ માની, ફરી તેને ઈશ્વર તરફ નજર કીધી. આ ગમનાક બનાવનું ચિત્ર દોરવું કાંઇ જરૂરનું છે ! આ નેહસ્ત બનાવની ક્રીયા ઉપર સીહા પદડો નાખી આપણે થોભીશું. ધરતી પરના દરેકનું કોઇ તે કોઇ વહાલું તો ખોહવાયલુંજ છે, પછી બોલવું શું ! સિવાય, કે ફરી એકવાર તે બ્હાલાઓ માટે આંસુ વરસાવવા, યા તો તેઓને સદાની શાંન્તિ ચાહાવી !

વહાલી એમી સદાની બારલોના મનથી દેવલના વાડામા પેટીમા દતાઇ છે–આખેર મંજલની ક્રિયા, દરેક શોક, વૈરાગ સાથ ગંભિરાઇથી પુરી થઇ, ગમનાક બનાવમા, ઘણાકોએ ઘડી ભરનો ગમ દેખાડયો છે, પણ જેનુ ગયુ છે, તેનો દમ કેવો દુખાતો હશે...બસ...મુગી અદામાં, પ્રિય, વાંચક ભલે આંખો બંધ કરી, ભિત્તરમાં જો, યા, ખોલ્લી ચશ્મએ આસમાન જો, પણ મોત આગલ સઘલા ખામોશ છે. સઘલું રાબેતા પ્રમાણે કસું બન્યુંજ ન હોય તેમ પાછું ચાલુ થયું છે. આકાશનું વાદળું પીગલી ગયુ–પણ બારલોની છાતીમા પવિત્ર શાન્તિ છવાઈ રહી. પોતાના વહાલા બેટા માટે સુકર કર્યા—દર અઠવાડીક સહવારે સર્વે કોઈ બારલોને જોતા હતા, કે સુંદરમા સુદર ફુળને પોતે ખાસ ઉગાડીને તોડતો હતો. તે પોતાની વહાલી એમીની ઘોર ઉપર ચઢાવા જતો હતો. ઉપલા ગમખ્વાર બનાવને આજે અધાર માસ વહી ગયા છે. એક બાહોશ ગવરનેસના હાથમા બાળકને સોપ્યુ છે—પોતાનું કામ કાંઈ અજબ ખોદાઈ સંતોષથી બારલો કર્યો જાય છે-ગરીબના કામ ઉપર અજબ ધ્યાન આપતો જાયછે–એવા ગમ-ખ્વાર બનાવની યાદમાં દુખી જીગરે પોતાનો વખત પણ કાઢતો જાય છે.

**રે માનવ તું માનજે, ન સંસારે સુખ**
**મિથ્યા ત્હારી મોજ છે-મિથ્યા ત્હારી ભુખ**
**જેને સુખ જે માગ્યું જોશે ત્યાં તે દુખ**
**દુખમાં સુખને માન્યું, જોયે હરિનું સુખ**

## "ભેદી હુકમ."

એક સ્હવારે મી૦ બારલો પોતાની લાઇબ્રેરી રૂમમાં બેઠો હતો અને પ્રિયાની નાની છબી સાથે ચેડા કાઢતો હતો—હયાં તેને પ્રિયા સાથે કીધેલાં લાડ તાજા થાયછે, આ ખાલી મુગું ખોખું, તેની આગલી યાદ તાજી કરે છે, અનેતેમ થતાં તેનાં નેત્ર ભિંજાય છે–શું આ કાગજમાં કાંઈ એવો તત્વ ભરાયલો છુપો હશે ? ખરેજ આ કાગજ બારલોને સધીઆરો આપે છે. બારલોને મનથી આ કાગજ ઉપરની પ્રતિમાં, ખરેજ, તેની, સદાની શાન્તિમા સુતેલી વ્હાલી એમી સાથનો, ન દેખાતો, આકર્ષીક તાર હતો, તે જ્યારે એમ, વ્હાલા જીવની યાદીમા ચકચુર હતો, તેટલા પોલીશના ચીફ કમીશનર સાહેબતે ઓરડામાં આવવા માગેછે એમ કાર્ડ મલ્યો—તુરતજ તેમને આવવા દીધા. ભલો કમીશનર આવ્યો, જેને મી૦ બારલોએ પોતાની પાસની ખુરશી ઉપર સેકન્ડ કરી બેસાડયો "મી. બારલો ! મને માફ કરજો, પણ તમો જેવા ભલાં અને પ્રમાણીક તરફ મને જે ફરજ બજાવવી પડેછે તે માટે માફ કરજો ?" ઘણીજ નમનતાઈ સાથે કમીશનર બોલ્યો.

"ભલે, તમારી જેબી કાંઈ ફરજ હોય તે બજાવો, આપણા **રાજ તરફની વફાદારી માટે આપણને જરાબી ઢીલ કરવી નામુનાશબ છે."**—મી. બારલોએ તેવીજ અદાથી જવાબ દીધો.

"તમો ઉપર આ એક વોરન્ટ છે, અને તમને હયાથી સિધ્ધા સરકારી ખાનગી અદાલતમાં લઇ જવા મને હુકમ થયો છે–હું ધારૂં છું, મ્હારા ભલા મી. બારલો, કે વોરન્ટમાં કંઇ ગંભીર ભુલ હશે, કારણ કે તમારા જેવા ભલા ખવાસના માટે કશું બી ખોટું ધારવું ભુલભરેલું છે" કમીશનરે વધુ ઉમેર્યુ.

"ભુલ હોય કે ના હોય પણ મ્હારા નામનું વોરન્ટ છે એટલે મ્હારે તો તાબે થઇ, મ્હારી માનવંત સરકારના હુકમ મુજબ જવુંજ જોઇએ

મ્હારી સરકારના હુકમને માન આપતા મને એક પલ માત્ર બી અચકવું જોઇતું નથી, તથા તેમના ફરમાનને ધીલમાં ન રાખવું જોઇએ" બારલોએ દ્રઢતાઇથી જવાબ દીધો. પછી તુરતજ મી. બારલોએ એક ચીઠી લખી, પોતાના ખાસ કારભારીને આપી, તેને મેસર્સ જે. માઇકલની પહેડી ઉપર રવાના કીધો, તથા પોતે તૈયાર થઇ કમીશનર સાથે બહાર પડયો. મી. બારલો પોતાની ગાડીમાં બેસી કમીશનર સાથ જયા તેમને ગાડી લઇ જવા માંગી ત્યાં ગયો. આ, ગાડી જાહેર અદાલતની બીલડીંગ તરફ લઇ જવા બદલે, બીજે રસ્તે ચલાવવા માંડી, પણ કમીશનર સાહેબના સાચ્ચા સ્વભાવ માટે એટલો તો ભરસો હતો કે, કશીબી કાવત્રાંરાની યા દગાની બીક રાખી નહી, અને મનમા જરાબી વમાસના કીધી નહી, કારણકે તેવું કશું બી તેને કીધું ન હતું, જે માટે એક ઘડીબી તેને બીક યા પશ્ચાત્તાપ આવે. તે જાણતો હતો જે, સેવટે કાંઇ ભુલ માલમ પડતા, સામો તે વધુ માન અને મરતબો ભોગવતો થશે. મી. બારલો દરેકની ગણત્રી, પોતાની ચાલ ચલગત ઉપરથી કરતો હતો, પણ આ દુન્યામાં કાવત્રાંબાજના ભયંકર કૃત્યોથી તે બિનવાકેફ હતો. બાજે વખત, કોઇની જુઠી જબાનીથી કેવી નુકસાની પુગે છે, તેવું જાણવા છતાં બેરીકર હતો, પણ નસીબના કાંટા ઉપર તે ભરશો રાખતોજ ન હતો. ગાડીના કોચ બોકસ ઉપર ઘોડાવાલા સાથે કમીશનરનો ખાસ નાયક બેઠો હતો, અને તે જેમ જ્યાં ચલાવવા માંગતો હતો, ત્યાં ગાડી હંકારવામાં આવતી હતી. ગાડીમાં મી. બારલો શાન્તપને બેસી રહયો હતો, અને કશી બી પરપુછ કમીશનરથી તેને કીધી નહી—તેમજ કમીશનર સાહેબને પળેપળ અજાયેબી એ લાગી કે, આવી ગંભીર પ્રકારની ભુલ કાંય કરવામાં આવી હોય! સત્તાની સામે થવું ફોકટ છે–તેમ રાજ્યકીય બંધારણના હુકમ પ્રમાણે ચાલવામાંજ શોભા છે, અને દરેક વખતે સહનસીળતા તથા અસીલતા વાપડવામાંજ, સરકાર માબાપની દયા વધારે આપણા તરફ ખેંચાયલી રહેછે, એવો પાઠ બીજાઓએ મી. બારલો જેવાને સીખવવાનો હતોજ નહી–સરકાર માતા

પોતાને યોગ્ય લાગતા, જે માણસને તેના કામકાજ કરતાં બંધ કરે છે, તેમ પ્રસંગ આવતા તેનુ નિર્દોષપણું સાબેત થતા, તેને તથા તેની પહેડી દર પહેડીને, સામી વધારે ને વધારે માન દેખાવતી રહે છે, તે એટલા સુધી કે તેવા સાચ્ચા જાહેર થયેલા પુરૂષોને, તેના બાળ ગોપાળ સુધી સારી ઇજતથી જોએ છે. ન્યાયને ન્યાયને ખાતેર, ભલે એક ચીજ કરવી પડે, પણ તેના વખત આવતા, તેને યોગ્ય માયા દેખાડે છે. એમાજ તેઓની કીર્તિનો પાયો છે, તેવાજ ભરૂશા ઉપર મી૦ બારલોને પુરતો વિશ્વાશ હતો—અને સરકાર માતા જે કરશે, તે સારૂજ કરશે એમજ તેમનો જાતી અનુભવ હતો. રાજ્યના બહુ બોહોલા કારોભારને પુગી વલવા, કેટલીકવાર સરૂઆતમાં દેખાતા આંકડા પગલા, હમેશ રૈયતના ભલાં કીજેજ હોયછે, અને કદાપી ત્યાં ભુલ થઇ હોય, તો તે સુધારી ન્યાય આપવા પણ તેજ સરકાર તતપર રહે છે, એ વાત અચુક હતી, તે બારલો જાણુતોજ હતો, બલકે કોરટના તેમના પ્રયાસ વખતે, હર વખતે તાજ તરફની વફાદારી માટે તક મલતા, સામો તે બે બોલ નસીયત આકારમાં બીજાઓને સમજાવતો હતો–તે છતાં આજે આવા આબરૂદાર ગ્રહસ્થ ઉપર વોરન્ટ કાંય?

આખેર ગાડીને એક મસ મોટા મહેલરૂપી બંગલામા લઇ જવામાં આવી, અને ત્યાં માંહે દાખેલ થતા, પેલા નાયેકે બારણું ઉગાડયું–કમીસનર સાથે મી. બારલો અંદર દાખેલ થયો. તેને એક પછી એક કેટલાક ઓરડામાંથી પસાર કરવામાં આવ્યો, જ્યાં છુટાં છવાયા ઓફીસરો દેખાયા. આખરે તેને છેક અંદરના કુશાદે હોલમાં દાખલ કીધો, જ્યાં એક મસ મોટી તેબલ ઉપર કેટલાક દસતાવેજો પડેલા, તથા આસપાસ ત્રણ બાજુએથી ત્રણ કદાવર બુજોર્ગ ગ્રહસ્થોને બેઠેલા પણ જોયા, તેઓના ચેહેરા આંખ આગલથી માસ્ક કીધેલા હતા, જેથી મી. બારલો તેમને કાંઇ ઓલખી શકયો નહી, અને ઓલખવાની દરકાર રાખી પણ નહી. મી. બારલોને દુર મેલેલી ખુરસી ઉપર બેસવા, તેઓ માહેલા એકે આંગળીથી ઇસારત કીધી,

તે પ્રમાણે મી. બારલો તરતજ તે ખુરશી પર બેઠો. થોડી વાર ગઇ. આસપાસના છુટાં છવાયા અમલદારો ચુપચુપ ધીમેથી આંગલા ઉપર આધાર રાખી, આમતેમ ફરહર કરતા હતા. સઘલું ચુપચાપ હતું. એમ ઘણોવાર સુધી ચાલી રહયું, અને આખરે ઘણીજ ચુપકીદી સાથે પેલા ત્રણ માહેલો એક ગ્રહસ્થ, તેબલની અધવચમા ઉભો થયો, જેના હાથમાં એક નાનો કાગજ હતો.

"મી. બારલો ! તમારી સઘળી વ્યવસથા તરફ જોતા, અમોને પોતાને નવાઇ લાગે છે, ત્યારે તમોને તો ઘણીજ નવાઇ લાગશે કે, જ્યારે આ રૂકકાની મારફતે, તમોને, હમણા જ્યાં છો, ત્યાંથી ખશેદવામાં આવનાર છે" એમ પેલો વૃધ ગ્રહસ્થ બોલ્યો.

"મને ખસેદવામાં આવનાર છે એટલે શું મ્હારા લોર્ડ !" મી. બારલો અજાયબીની જરાબી આચકી અટક વગર એટલોજ શબ્દ બોલી ઉઠયો.

"એટલે એમ કે જ્યાં આપ હાલમાં વસો છો, ત્યાંથી બીજે સ્થળે મોકલવામાં આવનાર છે. આ આસપાસ પડેલા સઘલા દસ્તાવેજોએ, તેમ કરવા સાબેત કરી આપ્યું છે, અને રાજ્યની મરજી છે કે તેઓની પકકી ખાતરી થાય ત્યાં સુધી, યાને ન જણાવેલા વખત સુધી, તમુને કશાં કામમાં ભાગ લેવા નહી દેવો, અને એક દુર નેમી આપેલી જગ્યા ઉપર પુર માનથી રાખવા. એથી વધારે તમોને ખુલાશા વાર કહેવાની અમોને સત્તા વટીક આપી નથી. પણ અમારા વડીલોએ, જે કામ અમારે કરવાનું છે, તેજ સોપ્યું છે–છતાં અમારા વચ્ચે તમારી જાહેર લાયકાતની ભલામણ કરવાથી, ફકત એટલીજ બહાલી મલી છે, જે તમોને સઘલા માનની નજરથી, કોઇ દુર જગ્યા ઉપર રાખવા તમારી ઉપર પડેલી થોડાક વખત અગાઉની બીના ધ્યાનમાં લેતાં, તથા તમારી પ્રજા નજરમાં ભારી કીર્તિ ધ્યાનમાં લેતા, તેઓથી એવું કહેવડાવવામાં આવ્યું છે કે, જે જ્યાં તમોને રાખવામાં આવશે, ત્યાં સુખશાન્તિના સઘલા સાધણો સાથ પુર માનથીજ રાખવામાં આવશે" પેલા બુધ્ધા ગ્રહસ્થે લંબાનથી સમજાવ્યું.

"હું મ્હારા તરફથી, રાજ્ય તરફના મ્હારા સઘળા માન સાથ એકજ સવાલ કરૂં છું, જે માટે મહેરબાનીની રાહે જવાબ આપવામાં આવશે।" મી. બારલોએ ધીરજથી પુછ્યું.

"અને તે સ્વાલ?" પેલો વૃધ્ધ ગ્રહસ્થ બોલ્યો.

"કે એમ કરવાની મતલબ શી, યાને શા માટે મને તમે દુર લઇ જઇ રાખવા માગો છો!" મી. બારલોએ પુછ્યું.

"કારણ કહેવાની જરૂર નથી–પણ, તમને આ ઘડીથી ચોવીશજ કલાક બક્ષવામાંઆવ્યા છે, જે વખતમાં હયાંજ અમારી રૂબરૂ, તમારાં માલ મીલકત તથા બચ્ચાનું વસિયત જેબી કાંઇ હોય, તે તમારા વકીલ પાસે કરી લેવો।–અને અમારી સ્લાહ છે જે વધુ પરપુછ કરી વખત ન ગુમાવતાં, તમુને આપેલો વખત લાયક કામે વાપડી લેવો–" પેલા ગ્રહસ્થે ઘણીજ નરમાસથી કહયું.

"મ્હારા ભલા લોર્ડ, મેં ફકત જાણવાની ઉમેદ રાખી હતી, પણ જ્યારે તેનો ખુલાશો નથીજ કરવામાં આવતો, તેથી હું મ્હારી, ભલી, ઇનસાફી સરકાર ઉપર, બેવિશ્વાસ થાઉં છું એમ કદિ બી નહી માનશો? એવું હું ખુદાની હાજેર નાજેર જાણી કહુ છું. ભલે મ્હારે માટે કશોબી ખ્યાલ મ્હારી સરકારને આવ્યો હોય, તે ભલી સરકારના પોતાની સાવચેતીના પગલા આગળ, હું તો શું! પણ મ્હારા જેવા હજારોએ તાબે થવુંજ જોઇએ! જેમ થવાથી, તે ભલી સરકારને, પોતાનેજ સુજ પડવે, સઘલું દરૂસ્ત કરવા, ખાહેશજ રહે છે. કારણ કે **સરકારજ આપણું જીવન છે, તેજ આપણો પ્રાણ છે અને તેનાં દરેક કામમાં સ્હાય થવું આપણું માન છે.** મહારા મહેરબાન, હું મહારી સરકારની રાજકીય હકુમતને માન સહીત તાબે થાઉં છું. અને માહરા વસિયતનામા માટે મારા મીત્ર મી. માઇકિલ, મેસર્સ જે. માઇકિલની પેઢીના વડા ભાગ્યાને, હયા તેડી મંગાવવા અરજ કરૂં છું." મી. બારલોએ "જવાબ દીધો.

"ધન્ય છે મી. બારલો! તમારી હીમ્મત અને નમ્રતા ઉપર. હમો

હયા બેઠા છઇએ, તેઓ કસીબી દરકાર કર્યા વગર આટલું બોલી શકયે છેયે, જે એવી નરમાસનું ફળ, તમુને તમારી જીંદગી ખતમ થાયે, તેની આગમજ મલવુંજ જોઇશે–અને મલશે. અમારી ધાસ્તી હતી કે તમે કાંઈ ઉસકેરાઈ ગડબડ મચાવો, તો વડી અદાલતનો હુકમ તમોને વધારે જાપતાની ભારે શિક્ષા કરવાનો હતો, પણ તેવી શિક્ષા અમલમાં મુકતાં ઈશ્વરે સઘલાને બચાવ્યા છે, અને અમારાં મનમાં ધારેલી નેમ પ્રમાણેજ થયું છે." પેલા વૃધા ગ્રહસ્થે વધુ સમજાવ્યું—

ત્યાર પછી પેલા ત્રણે જન ત્યાંથી ચાલી ગયા–અને મી. બરાલોને એકલોજ, બે પહેરેગીરના પાહરા તળે ઓરડામાંજ રાખવામાં આવ્યો, જોકે પહેરેગીરનું કશું કામ નહીં હતું–મી. બારલો એક બોલનો તથા ઘણોજ અસીલ, અને રાજ્ય જેમ ફરમાવે તેમ માન આપવા સદા તૈયાર હતો.

## બારલોનું વસિહતનામું.

એકાદ કલાક વહી ગયો હશે–મી. માઇકલ આવી લાગ્યો. અને પોતાને જે ચીઠી મલી હતી–તથા તેવન કાંઈ બી ગોઠવણ કરવા ગયા, ત્યાં તેવનને ચુપકીદી સીવાય કશીબી બાતમી આપવા બધેથી ના કહેવામાં આવી, જેથી તેવનની અજાયબીનો પાર રહયો નહી.

"વહાલા માઇકલ, મ્હારા દરેક દુખ વખતે તમો મારી સાથેજ છો, એજ મને મોટો સધીઆરો છે–હાલમાં તમો સાથ કસીબી વાત કરવા મને સોગંદ ઉપર મનાઈ છે–અને હું કશું બોલવા પણ માંગતોજ નથી–ફકત એટલુંજ કહું છું જે, મને આ દેશ બાહેર રાખવાનું ફરમાન અમલમાં મુકવા ત્રેવીશ કલાકો બાકી છે–તમો જાણો છો તેમ હાલમા હું જ્યાંબી રહું છું ત્યાં સરખું છે–પણ માહરા એક પુરા બાળક હેરીને છોડી જવા માટે મને ઘણુંજ દુખ થાય છે—(મી. બારલોને મોઢે ગુંગવાત ચઢી આવ્યો) છતાં ઈશ્વરનો પાડ માનું છું જે, માહરો એક બાઈ છે"–એમ મી. બારલો ધ્રુજતા અવાજે બોલ્યો. "કોણ જાણે

ઇશ્વિરે દયાથીજ મ્હારી એમીને બોલાવી લીધી હશે, કારણકે હાલ જો તેણી જીવતી હતે, તો અલબત છોકરા માટે મોટું શુખ માહરા મનમાં રહેતે, પણ પોતે કેવી દુખી થતે, તે કરતાં તે હાલમાં દુખ જોવા માટે હાજર નથી તે મ્હારી સબુરી છે. બાળક પણ નાનું છે અને મને થોડા વખતમાં વીસરી જશે." (એમ બોલતાં તેની આંખો ભરાઈ આવી.) "ભાઈ બારલો ! ખચ્ચીત દુન્યામાં જો કમબખત માણુસ મ્હારી નજરમાં આવ્યો હોય, તો હું ત્હારી તરફજ આંગલી કરૂં. હવે જ્યારે વખત થોડોછે ત્યારે તો તેનો પુરતો લાભ આપણે લઈ લઇએ !" મી. માઇકિલે સ્લાહ આપી. "મ્હારી સઘલી દોલતનો વહીવત તથા મ્હારા એક પુરાં બચ્ચાની બધી સંભાલ, મ્હારા વહાલા ભાઇને સોપવા જેવાં દસ્તાવેજ તૈયાર કરી લાવો. બીજું હું કશું માગતોજ નથી. મ્હારા ભાઈ ઉપર મને પુરતો વિશ્વાસ છે"—હયાં મી. બારલોએ મી. માઇકિલને દસતાવેજની વિગત જણાવી. "મીત્ર બારલો ! હું એમ નથી કહેતો કે તમારો ભાઇ વિશ્વાસઘાત કરશે-છતાં બધું તેના નામ ઉપરજ ચઢાવી દેવું થીક નથી" મી. માઇકલે ઘણીજ ધીરજથી સમજ આપી.

"મ્હારા આવાં માહામારત દુખમાં પણ, એકઘડી માત્રથી મ્હારા ભાઇ ઉપર જરાથી, શક લાવતા, ગોયા હું પાપી બનું છું. ના, જે મેં અસલ વિચાર રાખ્યો છે, તેજ પ્રમાણે દસ્તાવેજ ઘડી કાઢો, **ભાઈ તેજ ભાઇ, કદી સુદ્ધા કહેવાયજ નહીં.** હવે હું એક પત્ર લખી તૈયાર રાખું છું, જે સાથે સાથે તેમના ઉપર હું મોકલીશ–" બારલોએ જવાબ દીધો. આખરે મી. માઇકલે જેમ મી. બારલોએ કહયું તેમ કરવા કબુલ કીધું, અને જતાં જતાં પુછ્યું "શું તમારા બાળક યા ભાઇનેબી છેલ્લી વખત મલવાની મનાઇ છે ?"

"હા તેમજ છે" મી. બારલોએ છાતીમાં દુચો લાવી જવાબ દીધો.

વસિયત નામુ ઘડાઇ આવ્યું, સાક્ષી સાથે સહી થઇ, અને બારલોએ પોતાના હાથથી પોતાના ભાઇ ઉપરનું લખેલું કાગજ સાથે બીડયું. રૂકકો તૈયાર કરી માઇકલથી છેલ્લી રજા લઇ છુટટો પડયો.

વાચનાર આ ઠેકાણે બારલોએ લખેલું કાગજ ત્હારા સનમુખ વાંચવા ખુલ્લું છે—

**મ્હારા વહાલા ભાઈ વીલી.**

"જ્યારે આ પત્ર વહાલા ભાઇ તું વાંચસે. ત્યારે ક્યાંબી મ્હારી તું ખોલ કરશે-તોપણ મારો પત્તો મલશે નહી-અને ન લખાઇ શકાય, એવા ફરમાનને ખાતર હું ક્યાં છું તે જણાવવા માંગતો નથી-અને તેમ કરવાની મને પરવાનગી પણ નથી.—

માહરી દોલતની પૈયે પૈ ત્હારા સ્વાધીન આપી છે—જે માહેથી ત્હારી ભલી સમજમા આવે, તેમ ત્હારો તથા ત્હારા સંસાર સાથ, મ્હારાં એક પુરાં વાહલા બચ્ચાનો નીર્વાહ કરજે-મારી દોલત એટલી બધી છે, જે ગમે એવાબી મધ્યમ ખરચ સુધ્ધા તું સુખથી જીંદગી ગુજારશે-અને એ દોલતની સંભાલના બદલામાં, તથા વહાલા કાકાજી તરીકે મ્હારા એક પુરાં બાળકની તું ખંતથી જતન કરશે એમાં મને જરાબી શક નથી—પણ એકજ ખુશાલી જે હાલ છાતીમાં છે, તે એજ કે તું માહરો વાહલો માય જન્યો ભાઈ, જગતના તખતા ઉપર હજી મ્હારા વહાલા પુત્રની સંભાલ અર્થે જીવતો છે-અને તેના માથા ઉપર તને ઘણું જીવાડે એજ ગનીમત!

મ્હારી આખી દોલતનો વહીવત સઘલો તુને સોંપ્યો છે, અને વહીવટદાર તરીકે જે. માઇકલની પેહડીને નેમ્યા છે-મારૂં બાળક એકવીશ વર્ષનું થાય ત્યાં સુધી, સઘલાં વ્યાજનો વહીવટ ખરચ ગમે એમ કરી લેજે—અને એકવીસમાં વર્ષે અરધી દોલત તુને, યા ત્હારાં વંશને મલશે, તથા અરધી મારા ફરજંદને મલશે-કદાપી માહરૂં બાળક તે વખત અગાઉ, પોતાની માતાને મલવા જાયે, યા ગુજર પામે તો સઘળી દોલત કશાબી બાધ વગર ત્હારી પોતાનીજ થશે. જનમથીજ માતાને ખોહી બેઠેલો આ કમનસીબ પુત્ર, હવે ત્હારે આધારે છે-જતન બરદાસ કરી ઉછેલી, ઉત્તમ તાલીમ આપવી ત્હારે સીર છે-બસ હું કોઇબી દીવશે મલી શકીશ, એવી મ્હારી ઉપર આવેલી બંધીથી ન બનવા જોગ છે એમ માનું છું. માહરૂં બાળક મોટું થાયે તેનો તુંજ પિતા છે, એમ કહીને મોટો કરજે! તથા હું તેનો બાપ, અને તે બાપનો શું અનજામ આવ્યો, તે બીલકુલ જણાવતો ના! કીસમતમી કરામત શું છે તે કોઇ સમજી શકતું નથી. હું બી તે સમજી શકતો નથી-તથા હવે પછી શું ફેરફાર થશે, તેથી સઘળા બીનવાકેફ છે-એટલુંજ કે માણસની અકકલ જેટલું કરી શકે તેટલાં આગમચથી પગલાં ભરી રાખેલાં સારાં છે, એમ માની આ લખાન કીધું છે.

સુખી રહેજે મ્હારા વહાલા ભાઇ! મ્હારી ગેરહાજરીમાં તું, તે પુત્રનો પિતા થજે! અને તેને સુખી કરજે! હું જોવા યા જાણવા નહી આવશ, પણ તે કીરતારને સઘલું સોંપ્યું છે, તેજ જાણશે, ને તેજ સઘલું પાર પાડશે, એજ મ્હારી આખેર દુવા છે.

લી० ત્હારો હમેશાનો શુભ ચાહનાર

દુખી ભાઇ બારલો."

હઝારો મોજશોખના સાધણો મોજુદ હોય, હઝારો જાતની આસપાસ તાજગી હોય, પણ જ્યાં આત્માને, તેના પોતાના ખ્યાલની સંગત ન હોય, ત્યાં ગમે એવીબી રંગત નકામી છે. એક ગામડીયન ઝુપડીમાંથી, કોઇને રાજ મહેલમાં લઇ જાવો, પણ ઝુપડીનો સાથી મહેલમાં ન હોય, તો તે મહેલ તેને નકામો છે. સોનાના પાંજરામાં પક્ષીને પુરો, પક્ષી શોકાતુર છે–મહેલ અને વાડીમાં પત્નીને પતિના પ્રીત વિના રાખો,–સઘળું ધુળ છે. પ્રિયાના હોથ ઉપર વહાલાની યાદ નથી, ત્યાં પ્રીત બેમુળ છે–હઝારો રમતમાં બાળકને માતાનો સાથ નથી, સઘળું બદબખ્તીનું મુળ છે–તેમજ સાંસને "આસ" માટેની તૃપ્તા નથી, સાંસનો સ્વાસ નિર્થક છે–તેમજ મી. બારલોનો, આ નવી જગ્યામાં હાલ છે, જ્યાં કેટલાં સાલ રહેછે, તે જોવાનું છે–આપણે તો નચિંત બેઠા હતા, કે બારલો ચીત્ર સાથ જીવ વેરેછે. બાળકની સંગતથી હોશદાર થશે, પણ અરે! "**નસીબનો નાઝ**" બોર લાડ લડે છે, ત્યારેજ તો આ વાર્તા પાછી આગળ વધે છે, નવા રંગો દેખાડેછે, સચ્ચાઇ, હીમ્મત, ધર્મ, દયા કયાં છે, તે નિવડી આપે છે. "મનને" અજબ ખેલમાં ભેલી, જગતની "સેહલી યા અઘડી" ફેરીની ભાસ આપે છે.

## બારલોની વિદાયગીરી.

આખ્ખો દિવસ બારલોને ત્યાંજ રાખી સહાંજે, ઝઝકલે વખતે ગાડીમાં બેસાડી, કોઇ સ્તેશન પર લઇ જવામાં આવ્યો–જ્યાંથી પહેલા વર્ગની ત્રેનમાં બેસાડી, ઘણાક કલાકો સુધી મુસાફરી કરવામાં આવી. ત્યાંથી ઉતર્યા પછી, બંદર ઉપર લઇ જઇ એક નાના સ્ટીમશીપમાં બેસાડી, આખેર એક ન જણાયેલા તાપુમાં ઉતાર્યો, અને ત્યાં એક સાદા અને સર્વ સગવડથી ભરપુર મકાનમાં આસરો આપ્યો.

ત્યાં તેમને માટે સઘલાં પુસ્તકો હાજર હતાં, બલકે એક ઉમદા

લાઇબ્રેરીમાં તેમને સજ કર્યા કહેવાય—અને આસપાસ ઘણાક બલકે હઝારો ચોરસ વાર જમીનનો ટુકડો તેમના કબજામાં આપવામાં આવ્યો.

ટુકમાં સુખ સાંતીના સઘલાં સાંધણો હાજેર હતાં—પણ સૌ સારૂં અને પાણી ખારૂં—તેમ જીવતા જીવતરે, વહાલાંઓથી દુર, અને તેબી વળી કશાંબી કારણની તેમને ખબર વગર !

કફોડા સંજોગ સામે નાહક માથું પટકવું ફોકટ હતું, તે આ ભલો બારલો પુર સમજતો હતો—પડતી ઉપર મનન કરી પોતાની દેહેની ખરાબી થઇ જશે એમ તે સ્પષ્ટ જાણતો હતો, છતાં જે સંજોગો વચ્ચે તે આવી પડયો હતો, તે માહેથી કાંઈ જીવને સંતોષ મલે એવું ઉપયોગીપણું શોધવા, તે હવે તતપર થયો—અને પોતાની આ નવે નામે જાણે નવી જીંદગી હતી, ગોયા એક જીંદગી માંહેથી બાહેર નીકલી બીજી જીંદગીમાં તે આવી પડયો છે, અને તેબી વળી આવા પાકટ અનુભવ સાથે—તે સઘલી બીના વારંવાર તપાસી ચાલતા વખતના જેબી સાંધણો છે તે ઉપર સુકરગુજારીનો દમ મારી ચાલવાનો, મજબુત કસદ કીધો, અને તેમ કર્યા વિના છુટક હતોજ નહી—વાંચવાને માટે તેને સુંદર પુસ્તકખાનું, બાગબાની માટે ઉત્તમ ઓજારો, તથા તેના હાથ આગલ બીજા કામદારો પણ સોપવામાં આવ્યા હતા. ઉમંગથી ઉદ્યોગ કરવા વિચાર કર્યો, જોકે પહેલા કેટલાક દિવસ શાન્ત મને બાગમાં અને વાડીમાં બેકામ વીચારે ફર્યા કર્યો—આખેર એક જબરદસ્ત જાગૃતીએ આ ગમનાક સમયમાં કેમ મનને વાળવું, તે માટે જોશ કીધો, અને ત્યાર પછી તે કાંઇ કામકાજની અજમાયેસમાં મનને રોકવા લાગ્યો—ફાવતું ત્યારે લખતો હતો, ફાવતું ત્યારે બાગમાં ફેરફાર કરાવતો હતો.

ગમે એવો વિખુટો થયો હતો, છતાં તેની ભલી સરકારે જાણે તેને એક નાની નવી દુન્યા, તથા તેના નાઘલા સંજોગોને ખાસ ભોલવવા કાજે છુપીરીતે બારલોને રોકયો હોય તેમ લાગતું હતું. તેના મધુરા ખવાસ અને ઉત્તમ પ્રકારના તેના ઉચ્ચ ગુણોથી, ત્યાં મહીનાઓ તેમજ વર્ષોથી પડી રહેલા જીવડાઓને, જાણે એક ફીરેસ્તાનો, તેઓની

વચ્ચે વસવાટ આપવામાં આવ્યો હોય, એમ બીજાઓ, તેની આમદથી શુકરગુજારી કરતા હતા–ગમે તેમ કહો, પણ તે સુખી નહીંજ હતો, છતાં કાંઇબી કરી વખત પસાર કરવાનીજ નેમથી ખુશી થઇ, આ જોડાણમાં ભાગ લઇ, બીજાને ખુશી કરી ખુશી થવા લાગ્યો. ભલા વાંચક હાલમાં આ ભલા બારલોને તેની આ નિમેલી જગ્યા, કે જયાં લાવવામાં આવ્યો હતો ત્યાં છોડી આપણે પેલા મી. વીલી અને પુત્રનું શું થયું!–બાળક હેનરીનું શું થયું!–વીલીકાકાને કાગજ મલ્યું પછી શું વિચાર્યું તે સઘલું જોવા જાણવાનું ઘણું છે, યાં જઇશું–તેટલાં આવા ભલા, નેક વિચારના, બીજાને કબી પણ કશા કારણોનું દોષ ન દેનારા, સર્વેનું કલ્યાણ થાયે તેવી મતિના શખ્શના આજે આ હાલ કાંય! એના જવાબમાં ઘણાક વિદ્વાનો જુદા પડશે. કોઇ કરણીને, દોષ દેશે, કોઇ શકના લીધે આ હાલત તેની થઇ હતી, કોઇ કાંઇ અને કોઇ કાંઇ કેહશે. પણ આપણે તો આ પુસ્તકને મથાલે જે લખ્યું છે, તેનાજ એ કામ છે, અને તે એજ કે "**નસીબનો નાઝ**" જે આગલ ચાલતાં તું ખરો પડેલો જોશે. ઇનસાનનુ ધારવું એક હોય, છતાં બીજું શા માટે થાય! એક નેમેલાં કામ, યા જગ્યા ઉપર જવાનું તૈયાર થવા પછી તે નથી બનતું, તે શા માટે? જ્ઞાનીઓ ખુણે બેશી, યા દ્રવ્યવાન અજ્ઞાનીઓના તાબામાં રહી જીંદગી ગુજારે શા માટે? કુશળ, અકુશળતા ઉપર હાર ખાઇ જાયે શા માટે! એ બધાનો જવાબ એજ આપી શકાય કે "**નસીબ**!" ભલે તે કોઇ ન માને! તોએ પણ કાંઇ એવી રચના છે, જે અનદીઠી છે, અને આપણા ખ્યાલથી કાંઈ ઘણીજ દુર છે.—જેનો પ્રચાર સહેલ નથી.

બીજે દીને સહવારે માઇકલ, કાકા વીલીના ઘરમાં આવ્યો. માઇકલ જેવા ધારાશાસ્ત્રીનું પોતાના ઘરમાં શું કામ પડયું હશે, એમ બારીમાંથી વીલી જોઇ અજાયેબ થયો. પોતે ઓરડામાં કાંઇ કામ કરતો હતો તે પડતું નાખી, આગલા ઓરડામાં દોડી આવ્યો અને માઇકલને આવકાર દીધો.

"કેમ મુરબ્બી, કાંઇ ગરીબને ત્યાં પધરામની કરી છે!" વીલીએ પુછ્યું. "હા, વીલી શેઠ, તેમજ છે" માઇકલે ટુકો જવાબ દીધો, "હું તમારા ભાઇ તરફથી આવ્યો છું, અને આ દસતાવેજ સાથે લાવ્યો છું."

"વીલી શેઠ! ભાઇ તરફથી દસ્તાવેજ! આ બધું સામટું શું બોલો છો ? મને સમજ પડતી નથી." ગંભીરાઇથી વીલીએ પુછ્યું.

"આજ ચોવીશ કલાકમાં શું ઉઠલપાઠલ થઇ છે, તેજ મને અચંબો આપે છે. અને વાત એટલી તો ગમગીની ઉપજાવે એવી છે, પણ મ્હારી ઉપર આવેલી ફરજ અદા કરયા વગર ચાલે એમ નથી." માઇકલ બોલયો.

"જરા ખુલાશેવાર બોલો !" વીલીએ અધીરાઇથી પુછ્યું.

"જ્યારે હું ખોલાશો કરીશ, ત્યારે તમને કેવું દુઃખ થશે, તેના સંતાપથી મારી જીભ ઉપડતી નથી !" માઇકલે જવાબ દીધો.

"જેબી કાઇ હોય તે મને એકદમ જણાવો!" વીલી આતુર બન્યો.

"ધીરજ રાખો ! મી૦ વીલી તમારી ઉપર હાલમાં આફત અને ફરજ બન્ને સામટા આવેલા છે—તમારા ભાઇને સરકાર તરફથી કાઇ દુર દેશમાં મોકલવામાં આવ્યો છે—અને કશીબી વધુ જાણ વગર તેવનને કયાં લઇ જવામા આવ્યા છે તે ખબર નથી-તથા સેવટે તેવણે આ વિલ કરયું છે જેમા તમુને સઘલો કારોબાર કરવા માટે સ્વાધીન કરવામાં આવ્યું છે, આએ વિલની કોપી અને પત્ર નિરાંતે વાંચજો ! અને મને પાછા મળજો !—" માઇકલ વિલની કોપી તથા કાગળ આપી ગયો. વીલીએ વિલતથા કાગજ વાંચ્યું-પૈસાનો તે માલેક તોનહી પણ વહીવતદાર થયો છે, એથીજ તેનું મન ચકિત થઇ ગયું. કારણને પૈસા ખાતેરજ તે કોઇને ચાહતો હતો !—તથા ભાઇએ દરસાવેલી બાબદે તેના મનમાં શું અસર કીધી તેબી હાલ જણાતું નથી. પણ બાહારથી જરા ગંભીર અદા રાખવાની તેને યુકતી કરી. જ્યારે, ભીત્તરથી તો તેને પૈસા હાથ લાગ્યા તેની ખુશાલી આવી હતી. અને ખુલ્લી રીતે

તે આફતને કેવી મકકમપણે સબુરીથી સહન કરતો હોય, એમ દેખાડવાની કોશેશ કરવામાં જરા લગાર ફાવ્યો.

બીજે દીને માઇકલ સાહેબની ઓફીસમા ગયો. ત્યાં નવેસરથી મી. માઇકલે તેને વિલ સમજાવ્યું–અને સમજ આવી ત્યાર પછી તે થોડા દિવસમાજ, પોતાના ભાઇના કુશાડે મકાનમાં જઇ રાજ કરવા લાગ્યો. તેને બારલોના મકાન ઉપર "વીલી મેનશનની" ની તખતી લગાવી.

થોડોક વખત તો સઘળું જેમ હતું તેમ ચલાવવા લાગ્યો. પણ ધીમે ધીમે તેને પોતાના મનના ફાંટા પ્રમાણે ફેરફાર કરવા માંડયો.

પોતાના નાના ભત્રીજા માટે એવો પ્રેમ દેખાડતો હતો, જે વિલની તથા કાગળની અસર થઇ હોય એમ કદાચ સમજાયે !— અને ભાઇના અચાનક આવી આફતમાં આવી પડવાથી, કેવોક દુખી થયો હોય એમ જણાવા લાગ્યો. આ બનાવને થોડાક મહીના ગયા કે, વીલી સાહેબ ધણિઆણી લાવ્યા. સારા ભાગ્યે આ ધણિઆણી રાંક હતા, અને થોડાજ અનુભવ ઉપરથી વીલીને માલમ પડયું કે પોતાની મતલબ પ્રમાણે આ બાઇ કદાચજ ચાલે. આખેર વખત તો પસાર થતોજ ચાલ્યો અને વીલી સાહેબને ત્યાં એક મધરાતે જોડ છોકરીનો જન્મ થયો. આ જન્મ પછી બાઇની તબીયત લડકતી ચાલી તેથી વીલીને, કાંઇ નવીન વિચાર સુજ્યો–પૈસાની તો હવે મના તથા વાણ હતીજ નહીં, માટે તેને ઘણો લાંબો વખત સુધી મુસાફરી કરવા ઇરાદો કીધો, જેથી ધણિઆણીની તબીયેતમાં સુધારો થાય.

એવાજ છે આ દુન્યાના ખેલ! જ્યારે પૈસાની રેલછેલ આવી, ત્યારે એક વારના અંગ કસી કામ કરનાર સુથાર સાહેબને, હવે તબીયેતના સુધારા માટે મુશાફરી કરવા ગમી આવી. પૈસાથીજ ત્યારે નાતવાની ઉભરી આવી કે શું ! એમાબી પણ કાઇ "નસીબ દેવીના નખરાંજ હશે!"

પૈસા પોતાની પાસે તૈયાર, એટલે બીજી ત્રીજી વાત અમલમાં મુકતા ઢીલ લાગી નહીં–અને તેમ કરવા તેને હવે કોઇને પુછવાનું

પરણવાનું રહ્યું હતુંજ નહી. વીલીએ એક સહવારે પોતાના ભત્રીજા હેરીની ગવરનેસને પોતાની પાસે બોલાવી, અને તેણીને કહયું "બાઇ તેં મ્હારા વહાલા ભત્રીજાની ઠીક બરદાસ કીધી છે, માટે તને ત્રણ માસના પગારની ભેટ સાથે, તુંને આજથી આઠ દિવસમા રજા આપીશ. અલબત ત્હારી સરટીફીકેટ તુંને મલશે"

હેનરીને બચ્ચાં સમ પાળી અને છાતી ઉપર રાખી રહેલી આ ભલી ગવરનેસને, કાઢી મેલવાની બાજી કોઇને સમજ પડી નહી—અને હેરી માટે પૈસાની કસી વાન તાણ હતીબી નહી. પછી ગવરનેશને શા માટે વીલી દુર કરતો હતો!—તે બીચારી સમજી શકી નહી (અરે ઇનસાન માત્ર બીજાના કાવાદાવા સમજી શકવા જેવી પંકતી પર હોય ને).

બીચારી ગવરનેસને બાળકથી છુટા પડવા બીલકુલ ગમ્યુંજ નહી. ઉપરાંત તેણીના મનમાં આ વીલીના પગલાંથી, ઠીક પણ લાગ્યું નહી. તેણીને તો કાંઇ કાવત્રુંજ લાગતું હતું—એમ માનવા લાગી—પણ તેના પાખંડની વાત આ બાઇ શું સમજે! એક દિવશે આ ભલી ગવરનેસને કાંઇ વિચાર સુજયો, અને આખેર તે તેણીએ અમલમાં મુકયો. મી. બારલો અને તેવનની બાનુનો નાનો ફોટો, એક લાકીતમાં બેઉ બાજુએ મેલ્યો—અને એક સુંદર કોટના અંદરના પડમાં તે લોકીત બહુજ સફાઇથી તેણીએ સીવી દીધી. જે કામ તેણીએ મુશાફરી જવાની એક દિવશ આગમજથી કીધું હતું, અને હેનરીને છેલ્લો રમાડતાં મનમાં એક દુવા ગુજારી કે "ખોદા ત્હારો નેગેબાન થાવો અને ત્હારી મરહુમ માતાનો મિનોઇ છાયો ત્હારા ઉપર ભમતો રહે—!"

મીસીસ વીલીને પણ ચટપટ થવા લાગી, કે ગવરનેસને શા માટે વીલી કાઢી મેલતો હશે!—પોતાનાં બચ્ચાંની તેણીને દાઝ હતી, તેવીજ તે બીચારાની તેણી દયા ખાવા લાગી. છેલ્લી ઘડીએ બી ગવરનેસને માટે મીસીસ વીલીએ રીકઝીક કીધી અને પોતાના ખાવીંદને કહ્યું "વાહાલા વીલી, આપણી સાથે આપણી ગવરનેસને કાંય લેતા નથી! એ બચારૂં બચ્ચું મુન્જાઇ જશે. એમ કરવામાં સારૂં નહીં!"

"મેરી ! તું બધી વાતે હુજત ના કર ! પૈસાછે તે આપણને ગુમાવી દેવાના નથી. બધું સઉ કરકસરે વાપરવું જોઇએ, તું જાણતી નથી કે હેરીનો તેમાં ભાગ છે, અને જેબી ખરચ કરીયે તે કરકસરથીજ કરવો જોઇએ. આપણને એક ગામથી બીજે, અને ત્યાંથી ત્રીજે, તેમ વળી ફ્રાન્સ, ઇતલી, અમેરીકા એવી જુદી જુદી જગા ઉપર વારંવાર ફરવાનું છે, તે સાથે એક માણસનો પેસેજનો ખરચ કેટલો બધો થાય છે, તેની તુંને જરાબી ગણત્રી નથી. આપણને જ્યારે જોઇએ ત્યારે જ્યાં રહીશું ત્યાં થોડો થોડો વખત માણસ સોધી લઇશુ" વીલીએ સમજ આપી.

"બીચારાં એ બાળકની ગવરનેસનોજ પગાર, તેમજ પેસેજ તમુને ભારી પડે છે? આપણે બધા ફર્સટ કલાસમાં નહી જઇશું, અને સેકન્ડમાં જઇએ તો પછી ગવરનેસનો ખરચ જરૂર ફાજેલ પાડી શકશુ" મેરીએ હુજત લીધી.

"તું તો ગાંડી છે. આપણે જ્યા જોઇએ ત્યાજ કસર કરવી જોઇએ. મુશાફરીની થાક એટલી છે જે, બીજા કલાસની સગવડ ત્હારા નબલા બાંધાં માટે પુરતી નથી. અને પેસેજ તો મેં કરાવાબી દીધી. હવે કાંઇ બદલી શકાય નહી" વીલીએ સેવટનો જવાબ આપી રૂખસત લીધી. આખેર મેરી નાસીપાસ થઇ ચુપ બેઠી. વીલી ત્યાંથી નિકલ્યો તેવોજ માઇકલની ઑફીસમાં સીધો ગયો જ્યાં મી. માઇકલ તુરતજ મલી ગયો.

"હુ આવતી કાલે મારી ફેમીલી સાથે મુસાફરીએ જાઉંછું" વીલીએ કહયું.

"હું ખુશી છું એથી તમુને તેમજ તમારા નાના કુટુંબને ફેરફાર થશે અને હેરીને, અલબત, ગામેગામ ફરતા બેહદ રમુજ પડશે. એને ઘણો સંભાળથી રાખજો કારણ કે મ્હારી ખાતરી છે જે એ બાપનું નામ જરૂર રાખશે, અને તમને દુવા લાગશે" માઇકલે સલાહ આપી. પછી બીજી ત્રીજી વાતો કરી પૈસાનો બંદોબસ્ત કરી, જેમાં વારંવાર, માઇકલે, જ્યાં જ્યાં તેઓ થોભશે ત્યાં પૈસા મોકલતો રહેશે એમ સમજાવ્યું, અને સાથે એક મોટી રકમનો ચેક પણ ભરી આપ્યો.

બારણાં સુધી મી. વીલીને રવાના કરવા જતાં માઇકલે પાછી હેરીની બહુજ જતન અને સંભાળ રાખવા તાકીદ કીધી અને કહયું કે "જોકે તમે કાકાજ છેઓ એટલે વારંવાર કહેવાની ઝાઝી અગત નથી, પણ કમનસીબ બારલો ખાતર મને તેમ કરવાની અને કહેવાની ફરજ પડે છે, માટે હેરીને ઘણોજ સાચવજો!"

"માઇકલ સાહેબ, તમો બેફીકર રહો! એ બાળકના પરતાપથીજ આ હાલતે જ્યારે હું પોહચ્યોછું. તો પછી મારી બેવડી ફરજજ છે–એક તો કાકા તરીકે તથા બીજા એનાથી અપાયલા ત્રસત તરીકે–" વીલીએ હસતા જવાબ દીધો.

"તમારા જેવા ભલા દુન્યામાં ઘણાજ થોડા હશે, અને તમો તમારી ફરજ સમજતા દેખાવો છો, એટલે મને વધારે બોલવાની જરૂરજ રહેતી નથી" આટલું કહી માઇકલ ચાલતો થયો. વીલી ઘર ગયો અને બીજે દિવસની ઉપડવાની સઘલી તૈયારી બરોબર જોઇ લીધી–ઉપડવાનો વખત થયો અને ઘરનો સઘલો કારભાર એક બુઢ્ઢા સ્ટુઅરડને સોંપી, ગવરનેસને સરટીફીકેટ સાથે વીદાય કરી તેઓ પોતાના ઘરથી ઉપડી ગયા. પાછલ રહી ગયલી ગવરનેસ નવી નોકરીની શોધમાં મી. માઇકલ આગલ ગઇ.

મી. માઇકલના ઓરડામાં તેણીને મોકલવવામાં આવી–માઇકલ પેલી ગવરનેસને જોઇને અજબ થયો અને પુછયું "કેમ બાઇ, તું હજી ગઇ નથી–! શું ઘરમાં અડચણ નીકલી કે હજી તમો ગયા નથી!"

"નાજી! તેઓ તો કાલ રાતના ઉપડી ગયા છેજી" ગવરનેસે જવાબ દીધો.

"ઉપડી ગયા! તુંને લીધા વગર! મને તો મુદલ ખબર નથી, જે તુંને પાછળ છોડી જવાના છે" માઇકલ ઘણા ખેદ સાથ બોલ્યો.

"મને પહેલાથીજ ના પાડવામાં આવી" ગવરનેસે જવાબ દીધો.

"ઘણીજ નવાઇની વાત છે–બીચારો હેરી કેવો રડતો હશે,

અચ્ચીત તાર કરી એમને ખુલ્લાશો કરી જ્યાં એવો પહેલો ઉતારો લેશે ત્યાં તુંને પાછી મોકલી આપીશ" માઇકલે ઉસકેરાઈ જતાં તોર સોધી.

"મને મી. વીલી રાખશેજ નહી, તમો ફોકટ મેહનત કા કરોછો!" ગવરનેસે લગાર સંકાથી જવાબ દીધો.

"કાંય, એવું તે તેં શું કીધુંછે–! તું તો ઘણી ભલી છે" માઇકલે પુછ્યું.

"મારી ભલાઇ કરતાં મને રાખનાર શેઠની ભલાઇ વધારે જરૂરની હતી." ગવરનેસે જવાબ દીધો.

માઇકલ કંઇ ચુપ બેઠો, અને આખેર તે ગવરનેસને એક ભલામનની ચીઠી આપી વિદાયે કીધી.

તેના જવા પછી માઇકલે લાંબો તાર કીધો અને તેવોજ ટુંકા ખામોશ સાથ જવાબ મલ્યો જે "એક ઘણી માયાલુ બીજી ગવરનેસની ગોઠવણ કરી છે–ચિંતા નહી."–આ વાત હયાંજ ખતમ થઇ.



## સહેલગાહ.

મી. વિલી પોતાના નાના ભત્રીજા હૅરી સાથે પહેલ વહેલા નેપલ્સમાં જવા ઉપડયો. ત્યાં જતાં વાર એક સારા પાયા ઉપર ચાલતા હોટલમાં ઉતારો લીધો, તથા આસપાસના કાતર મુકનારા ધંધાદારીઓને પ્રથમથીજ છાપ બેસાડયો હતો, કે કાકા વીલી કાંઇ છેતરાય તેવા ન હતા.

નેપલ્સમાં તેઓને રહેવા ઘણું ગમ્યું, કારણકે ત્યાંના દેખાવો તથા હવા ઘણીજ દીલપઝીર લાગતી હતી.

દરરોજ કાકા વિલી જ્યાંબી જાય ત્યાં હેરીને સાથેનો સાથેજ રાખતા હતા, અને સઘળાઓ સમજતા હતાં કે બચ્ચા ઉપર કેટલો બધો પ્રેમ હતો. હેરીને જેબી કંઇ ભાવતું હતું તે સઘળું કાકા વિલી અપાવતો હતો. પોતાની ગવરનેસની ગેરહાજરીથી નાનો હેરી બહુજ રડતો હતો, છતાં જ્યારે તેમ થતું તે વેળા કાંઇ ને કાંઇ નવી નવી ચીજ યા રમકડાંથી રીઝાવી લેવા, વીલી કોશેશ કરતો હતો. તેને માટે

આખેર એક નવી ગવરનેસ પણ રોકવામાં આવી હતી, જે આગમચ, મી. માઇકલનો તાર વટીક મલ્યો હતો, પણ તુરતજ કાકા વીલીએ જવાબ વાળ્યો, કે એક નવી બાઇ તે શેહરમાંથી મેલવી હતી. આ અધોર હતી અને કાંઇ ઘણી ચાલાકબી હતી નહી. કાકા વીલીને તેવુંજ જોઇતું હતું. એમ કરતાં ત્યાંની જેટલી સારી ચીજો જોવાય એટલી જોઇ લીધી. આખેર ત્યાંથી ધામો ઉઠાવવો જરૂરનો થયો. ત્યાંથી તેઓ ઇતલીમા ગયા. અલબત તેને પેલી નવી ગવરનેસને હયાંથી રૂખસદ આપી હતી.

દરેક ઠેકાણે કાકા વીલીને નવા નવા અનુભવ તથા દેશની નવી નવી રીતભાત જોવાની અચ્છી તક મળતી હતી. તે વગર જોવે તદન નભરવસ હતો, તે આ નવા દેખાવો જોતાં જરા લગાર મગન થતો હતો. જરા જરા નવી નવી ચીજનો ભાન લેવા રાજી રહેતો હતો. એકતો તો તે કદાચજ કરતો હતો, અને હમેશ પોતાની ધણીઆણીને તથા છોકરાઓને સાથે લઇ જઇ સઘલુ દેખાડયા વગર રહેતો ન હતો—અલબત પોતે પહેલા ફરી આવી જાણવા—જોવા જેવી કોઇબી ચીજ જોઇ રહી, તુરતજ બીજા બધાઓને દેખાડવા ઉમગ રાખતો હતો.

ન સમજ પડતું ઇટાલયન સંગીત તથા ડાન્સો તે તો વારંવાર જોતો હતો, અને ઘણીક વાર પોતાની ધણિઆણીની મશકેરી કરતો હતો જે તેને ઉતાવલે પરણવામાં ભુલ કરી હતી. તેણીના જેવી એકાંત બાનુ કરતાં, આ બોલકની હસ્તી ઇટાલીઅન પુતલી તેને સંસારના સુખ માટે ધણીઆણી તરીકે જાણે વધુ પસંદ પડતી હતી.

તેનાં થાવકાં ધણિઆણી જેવન થોડું બોલનાર હતા, તેવોબી જવાબ આપ્યા વિના પાછલ હઠી જતા ન હતા. હયાં વીલી સાહેબને આલ્પસ પરવત ઉપર જવાની મોજ ઉભરી આવી, જે માટે તેની ધણિઆણીએ સખત વાંધો લીધો, પણ આખેર થોડા દીવશ તેઓને હોટલમાં રાખી, પોતે જાતે એખલો એક ભોમીયાને લઇને જવા

નિકલ્યો. અરધે રસ્તે જતાં થાકથી તે એટલો કંટાલી ગયો કે હુજત ફરી આગલ જતે, તો હવે પછીની આવતી વાતો જુદુંજ રૂપ લેતે.

ત્યાંથી પાછો ફરતા તેને રસ્તે અકસમાત થયો અને પગ મોરચાયો. સેવટે તેને ડોલીમાં નાખી રહેઠાણુ ઉપર લાવવામાં આવ્યો. અને થોડા દિવશ લંગરદીન રહી સાજો થયો. પછી આગલ વધવાનું પસંદ કીધું. જોકે હજી તેનાથી લાકડીના ટેકા વગર ચલાતું ન હતું.

રસ્તે બીજા નાના નાના ગામડામાં જવા ભોમીઆના કહેવા પ્રમાણે જોવા જવાનું હતું, ત્યાં હામી આગલ વધતાં સેવટે ફ્રાન્સ જવા સ્વારી કીધી.

હીમ્મત કરીને આખેર આ ખરચાલા ધામમાં તેઓ આવ્યા. હયાં મોટાઓમાં તેનો દારવાટલો થઇ જશે, એવી પહેલાથીજ બીક રાખી મધ્યમ રસ્તા ઉપરના મકાનમાં ઉતારો લીધો. હયાં તેઓ ઘણા દિવસ રહેનારા હતા, એટલે બધી સારી સગવડથી ભરેલી એક જગ્યા ભાડે રાખી રહયા. કોઇ સારા ભોમ્યાએ તેઓને હયાં તેમ કરવા સારી સમજ આપી હતી. કારણકે હૉટલમાં તેઓના આસરા રહેતે નહી, એટલેકે ખરચમાં મોટો કાપ પડતે. આ તો એક જગા ઉપર રહી ત્યાંથી બધે જાવ આવ થાએ, અને પૈસાનો ઘણોજ ઉગાલો થતાં, જાસતી વખત રહેવા પણ મળે.

ફ્રાન્સની નગરી તપાસી જોતાં તેવનના હાંજા તો ગગરીજ ગયા, તેમાં વળી ધનાઢ્ય માલદારોની ધમચકરી જોઈ બીચારો વીલી તો અકડી ગયો, જોકે તેની પાસે દોલત કાંઇ નાની સુની હતી નહી. પણ તે સઘલી દોલત હાલમાં તેની પોતાની હતી નહીં, ફકત વ્યાજ ઉપરજ કુમાસતા કરવાના હતા. કારણ ચગોર મી. માઇકલ, વ્યાજ આપવા ઉપરાંત, બીજું કશું ફાજેલ પાડે, એવો હતો બી નહી-ઉપરાંત તે હરદમ ચૅક મોકલતી વખતે, "ખરચ મધ્યમ તથા કરકસરથી કરવો," એમ લખતો હતો.

આવા માતબર શહેરમાં લહેર કરવા, લખ્ખો રૂપીઆની ગ્નાજેલથીબી સઘળી મોજ હાંસેલ કરી શકાય એમ હતું નહી. પોશાકનો ચચેરો—ગાડીઓની ધમધમી, દોર અને દમામનો, નજરે જોતાં, સુમાર રહયો નહી-તેમજ માલેતોજાર ઘરની સુંદરીઓનો, જર ઝવેરાતનો સુમાર, તથા તેઓના તુમાખી દોરનો જોર, જોનારને તદનજ ચકિત કરી નાખે. ત્યાં, ધન સિવાય કશાંની ધમચકરી કામ કરતી ન હતી.

જ્યાં જોવો ત્યાં બહુજ ઉંચ પ્રકારનું અને મોંઘી કીમતનું, સજ થયેલું, જોવામાં આવતું હતું—ત્યાંની દુકાનોમાં દાખલ થવા આગમજ, સઉને પોતાની પાકીત બુક ઉપર નજર ફેંકી અંદાજ લેવી પડતી હતી, કે પૈસા તેમાં પુરતાં છે યા નહી—? માટે હયાં પણ જેમ સાદાઇથી બને તેમ, ભોમીઆની મદદથી, વીલીએ ઠીક જોયું હતું, તેમજ ઘણીક વેળા સાંહજ સહવાર ઘરમાંજ તોડી પાડતો હતો. આસપાસે, રોજરોજ ફરતા, વીલીને ત્યાંના રસ્તાની થોડીક માહીતી મલી હતી, અને સહવારે, હેરી સાથે તે પગે ચાલતો, નીકલતો હતો. કોઈ પણ ગારડનમાં ફરતો, ત્યારે હેરીને છુટો રમવા દેવા, તે જરાબી આંચકી ખાતો નહી—એક દિવસે સ્હાંજે તે એકલો મ્યુઝીઅમ જોવા નિકલ્યો, જ્યાં હેરીએ જવા માગ્યું, જ્યાં તેને પણ સાથે લઈ ગયો. ત્યાં મ્યુઝયમમાં વીલી ફરવા લાગ્યો, ત્યારે હેરી બાહાર મસતી તોફાન કરતો રમવા લાગ્યો. ઘણોક વખત નીકલી ગયો હશે, અને વીલી ઘરે જવા બાહેર નીકલ્યો ત્યારે હેરીને સોધ્યો, પણ હેરી મલે નહી. હયાં જોયું, ત્યાં જોયું, પેલાને પુછ્યું, ઓલાને પુછપરછ કીધી પણ ફોકત. પોલીસે આવી, તેના કપડાની નોધ માંગી. કયા ફરતો હતો તેની સાથે કોણ હતો, ઈત્યાદી સવાલથી જવાબ મેલવી, સોધ માટે પોલીસે દોર ચાલુ કરી-પણ કાંઇ પત્તો મળ્યો નહી, ત્યારે આખરે વીલી હાંફલો ફાંફલો એકલો ઘેર ગયો.

પારપાડોશી આવી લાગ્યાં, એઓને તરાહેત સમજી, હેત કરી

સઘલા પોતપોતામાં બને તેમ સોધવા લાગ્યાં પણ હેરીનો પત્તો મલે નહી. કોઇ પાછલ તલાવ હતો, ત્યાં સોધવા ગયું, કોઇ રેલવેપર ગયું, જ્યાં જોવાય ત્યાં જોયું, પણ હેરીનો કયાંએ થાગ લાગો નહી. કાકા કાકી રડમસ થયા, આખેર મી. માઇકલને તાર પણ કીધો. ત્યાથી, વધારે મોટા અમલદારોને રોકી, ખરચ કરી સોધખોલ કરવાની તાકીદનો જવાબ આવ્યો. પણ સઘલું ફોકટ. ચોઠે દીવશે, કાકાજી પોતેજ, હેરીના કાંઈ ખરડેલા કપડા, કયાં પડેલા જડયાં હોય, એવો સોટ કોટ જેવું કાંઇ લાગ્યો અને ત્યારેજ ધારવામાં આવ્યું જે, હેરી તલાવમાં તીંગાવાથી પડયો હોય, અને મરી ગયો. શેવટે, હેરી મરીજ ગયો, એમ ગમનાક થઇ તેઓ રડમસ થયાં. ફરી તાર ફરી વલ્યો. મી. માઇકલનો ગમગીનીનો તાર આવ્યો—અને સઘલાં અફસોસ કરતા રહયા. ધણિઆણી વધારે બેચેન થવાથી બીમાર થઇ ગઇ, અને સઘલુ ગમગીનીમાજ બદલાઇ ગયું બીમારી સારી થાયે, ત્યાંસુધી વીલી રહયો, અને ત્યાંથી પછી તેઓ અમેરીકા ઉપડી ગયા. આ બનાવ બનવા પછી, વીલી અમેરીકા ઉપડી જાયે, એ બીના લગાર મી. માઇકલને ગંભીર લાગી —— વાંચનાર હયા જરા થોભ! એક નોધ લઉ છુ, તે ઉપર ધ્યાન રાખી પેલાં દેશપાર થયલા મી. બારલો, જેને આપણે ભુલી ગયા છીએ, તેને આજ વખતે, પોતાની નોધ પોઠીમાં કાંઇ નોધ કરતા જોઉ છું ("રાતે એક માળ—સ્તીમર—તુટક—સાંજનો વખત તુટકપર એક છોકરી દોડાદોડ કરતી નજરે પડે છે—એકલી રમતી તુટકપરજ ડોકયું કરતા છટકી પડી પાણીમાં પરી જાયે—કોઇ જોતું નથી અને તેની મદદે દોડવા મી. બારલો બુમ પાડેછે, તેટલાંજ પોતાના બીછાણા ઉપર જાગી અજાએબ થાય છે" આ સ્વપનો બારલોને કાંઇ નવાઇ જેવો લાગે છે અને તેટલાં માટે એની નોધ કરી છે.) મી. માઇકલે જ્યારે જાણ્યું, કે આવી આફત છતાં, વીલી અમેરીકા કાંય ગયો હશે! એથી જરા અજાયેબ થયો—ગવરનેસને કાંઢી મુકી. આજે હયાં, અને કાલે ત્યાં, એમ દોડધામ શા માટે હતી?—તેવનને

ચટપટ લાગી, અને તેટલાજ માટે એક બાહોશ ડીટેકટીવને તેડી મંગાવી, તુરત ત્યા ઉપડવા કહયું અને હેરીની શોધ કરવા, પોતાના ગીરોના પૈસા ખરચવા ઉમંગ કીધો–કારણકે પોતાની ખાતરી થાયે નહી, ત્યાં સુધી ખોલ કરવા, પછાત ન રહેવું, એવો તેવને કસદ કીધો.

ઘડીભર, મી. માઇકિલ ઉપર, ભલે વીલી એવિસવાસનો આરોપ લાવે, અને તેમ થવાથી, તેઓ માફી માગવા પણ તઇયાર હતા, પણ ઈનસાન જાતના કાવાદાવાથી, તેવન વાકેફ હોયા છતાં, તથા વીલી, હેરીનો કાકો હોયા છતા, પોતાની ખાતરી પુરી કરવા વગર, બેસી રહે તેવો માઇકિલ ન હતો. ઉપરાંત, મી. બારલોએ રાખેલો ભરૂશો, તથા તેના તરફની અત્યંત ચાહનાત અને મિત્રતાઇને ખાતર, તેને બધી તપાસ કરવા તઇયારી કરી એક બાહોશ ડીટેક-ટીવની આગલ પ્રથમથી બધી વાત કરી, અને તુરતજ કામ ઉપર વલગી જવા મી. માઇકિલે તાકીદ કીધી. આ ડીટેકટીવ, જ્યાં બનાવ બન્યો હતો ત્યાં, એકદમ ગયો. વીલી કયાં રેહતો હતો, તે ઘર સોધ્યું ત્યાં કોણકોણ સાથ તેને વહેવાર કીધો હતો, તે સઘલું સોધી કાઢી કાંઈ તોર કાઢવા લાગ્યો, પણ તેની સઘલી મહેનત છતાં, હેરીનો કસો પત્તો લાગ્યોજ નહી. હેરી, જે દિવસે ફર્યો હતો, તે દીવસે જેટલા માણસોએ તેને રમતા દીઠો હતો, તેટલા બની શકતા દાખલા ઉપરથી, અનેક તરાહની જાસુસી કીધી, પણ સઘલુ નીર્થક નીવડયું એટલી તો પહેલાંથીજ ડીટેકટીવની ખાતરી કરવામાં આવી હતી જે હેરીના દીલ ઉપર કસોબી દરદાગીનો, યા કીમતી માલ, રાખવામાં આવ્યો હતો નહી. જે કપડાની છેલ્લી સોધ ઉપર, અનુમાન કરવામાં આવ્યું હતું, કે હેરી પાણીમાં પડી ડુબી ગયો, તે કપડાની નિસાણ, પોલીસ સ્ટેશનથી મેલવી, તે કપડાં તપાસ્યા, અને તે તપાસતાંજ, ત્યાં જરા ડીટેકટીવને શક માલમ પડયો. પાણીમાં પડેલા કપડાં, ચાર દીવશ સુધીમાં કહેવા થઇ જાયે, એમ અનુમાન ઉપર આવી, કપડા પોતાના સ્વાધીન લીધાં, અને આખેર કશો પત્તો

મળતોજ નથી, એમ નિરાશ થઇ, પાછો મી. માઇકલ આગલ જવા ઉપડયો. મી. માઇકલ આગલ જઇ ડીટેકટીવે ખુલાશો કીધો " કેમ સાહેબ, કાંઇ બાતમી મળી!" મી. માઇકલે પુછ્યું.

"બાતમી મલે એમ હાલ નથી." ડીટેકટીવે કહયું.

"ત્યારે શું તમો ખાતરીથી માનો છો કે, બાતમી મેલવશો!" માઇકલે આતુરતાઇથી પુછ્યું.

"માહરી આખ્ખી જીંદગી પસાર થાયે, ત્યાં સુધી આ કેસની શોધ કરીશ" મકકમપને ડીટેકટીવે જવાબ દીધો.

"ત્યારે શું તમો એમ કહેવા માગો છો કે આમાં કાંઇ કાવતરૂં છે!" માઇકલે પુછ્યું.

"જે સઘલી વીગત મને મલી છે, તે ઉપરથી હું એ અનુમાન ઉપર આવ્યો છું કે, છોકરો હૅરી પાણીમાં પડયોજ નથી" ડીટેકટીવે જવાબ દીધો.

"ત્યારે તે કયાં છે!" માઇકલે પુછ્યું.

"તેજ સોધવાનું બાકી છે—છોકરાને જાણી જોઇને ખોહવામાં, યા ભુલો પડાવવામાં આવ્યો છે—પણ સાબેત કરવું બેહદ મુશકેલ છે"—ડીટેકટીવે જવાબ કીધો.

"ભલે, જાણ્યું જે ભુલો પડાવવામાં આવ્યો હોય, તો જ્યાંબી, છોકરો કોઇને મલે, તે શું કામ નહી પોલીસને ખબર આપે!" માઇકલે પુછ્યું.

"તેના ઘણા કારણો મલી શકે. નાના બચ્ચા ઉપર, જો કદવો ડોળો, અથવા ધાક ધમકી રાખી હોય, તો બચ્ચા બીહને દુરજ જાયે છે, અને એમ દુર જવા પછી, કોઇ ભલા માણસના હાથમાં આવતા, કેટલાક દયાલુ, આઇતો છોકરો મલવાથી, તથા તેઓને ત્યાં કાંઇબી સંનતાન ન હોવાથી, તેને રાખી મેલે છે અને ખબર પણ આપતાજ નથી જે, આ કેસમાં બંધબેસ્તુ હું જોઉં છું—પણ અગાઉથી કહ્યું છે તેમ, હું એને જીંદગી સુધીમાંબી સોધી કાઢીશ." એમ ડીટેકટીવે મજબુતાઇથી કહયું.

ડીટેકટીવની, આ દલીલથી, માઇકલ જરા સંદેહમાં પડયો, પણ ફસીબી બાતમી હાલમાં મળી નથી, એના અફસોસમાં વિચાર કરવા બેઠો. પછી પાછું પુછયું "પણ ફીનારા ઉપરથી, ત્રણ દીવશે, આ કપડા મલ્યા, તે હતાં તમો શક કાં રાખોછો!"–માઇકલે સવાલ કીધો.

"હવે તમે મને ખરેજ એક બીકટ સ્વાલ કીધો, અને હવેજ તમારી ખાતરી કરી આપવા, જે મે નોંધ લીધી છે, તે ઉપરથી તમુને ખુલ્લું કરી કહું છું કે–"મેં, ત્યાના કેટલાક માણસોની પાકડી શાક્ષી લીધી છે, જેવો બાગમાં હરદમ ફરનારા હોય છે, તેઓ જે કદ, અને વયના, હેરીને જોયલો જાણે છે, તેઓ, હેરીનો દગલો કાલા રંગ, અને કાલા સુતનો જણાવે છે,–તેટલાજ ઉપરથી આ કામમાં કાંઇ સંજોગ બનવાથી, ચોકડા જેવું કરી બેસાડયું હોય એમ માલમ પડે છે" એમ ડીટેકટીવે સમજાવ્યું. મી. માઇકલની કાંઇ ખાતરી થવા લાગી, અને ડીટેકટીવને પાછો આગ્રહ કરી, ચાંપતાં ઉપાય લેવા સમજાવ્યું. તેના જવા પછી, આ ગુચવાડો, મી. માઇકલને સમજ પડતો ગયો, પણ પુરતા મુદ્દા વગર, કોઇપર આલ મુકવો, એ તેમને ઠીક નહી લાગ્યું, જોકે એમ કરવાથી વીલીને કેવો મોટો ફાયદો હાસેલ થવાનો છે તે તેઓએ જાણ્યું અને ધીમેથી એક નિસાસો નાખ્યો. હયાં પણ આપણે થોબી જરા તપાસ કરશું તો વળી પાછું યાદ આવશે, કે વીલીએ ખાસ તેમ કર્યું પણ હોય! યા અકસમાટીક બનાવે આપણે, જેમ ખુલાશો સાંભલ્યો તેમ હેરી ડુબી મુવોપણ હોય! ગમે એ હોય પણ ફરી સાબેતી મલી છે, કે હયાં પણ નસીબ દેવીના નખરા યા નાઝનોજ નાદ આપણે સાભલતાં રહયા છીએ!

## સહેલગાહની આખેરી.

વીલી પોતાના કુટુંબ સાથે જેવો ફ્રાનસથી ઉપડી ગયો તેવોજ અમેરીકામાં મુસાફરી કરવા સુરૂ કરવા લાગ્યો, અને ત્યાંથી પણ

ફંટાલી પોતાના અસલ વતનમાં પાછો ફરીયો. અમેરીકાના ઉદ્યોગી મઠકોની તેને થોડી ઘણી તપાસ લીધી, અને જોવા લાયેક ચીજોને જોઈ ધરાઇ ગયો હતો. હાલમાં તેને ફરવા હરવામાં ઝાઝો ઉમંગ જણાતો હતો નહી. જાણે ફરવા હરવાની રમુજ બદલ, બેફાયદે વખત કાઢતો હોય, એમ વધારે માલમ પડતું હતું. ફ્રાન્સ છોડવા પછી લગભગ તેને બાર માસ કાઢી નાખ્યા હતા. જોકે તે અરસામાં તેને અનેક ચેકો મલ્યા કરતા હતા. આખરે બાર માસ પુરા થવા પછી પાછો લનડનમાં આવી રહયો.

આવતાને વાર પોતાના બંગલાનું પાત્યું જે **વીલી મેનશાન** હતું તે **વીલી વીલા** રાખ્યું. અલબત એમ કરવામાં તેને કોઇબી મના કરી ન શકે, કારણકે તેમ કરવાનો તેને હવે સઘલો હક હતો. પોતાના નાના ભત્રીજાના મરણથી વીલીના લખાણ મુજબ તે એકલો વારેસ થયો હતો, અને તેના પૈસા કુલ્લે તેના હાથમાં આવ્યા સમજતો હતો, અને તેમજ હતું. પોતાના આવવાની ખબર તેને માઇકલની પેઢીવાલાઓને કરી હતી, તથા પોતે થોડા દીવશમાં ઓફીસ ઉપર આવશે એમ પણ ચેતવણી આપી હતી, તથા પોતાનો સઘલો હીસાબ તૈયાર રાખે તેની ચેતવણી પણ દીધી હતી.

ત્યાં ગયો ત્યારે મી. માઇકલે તેમને આવકાર આપ્યો, અને વાતચીત કીધી, પોતે જે જાસુસ રાખ્યો હતો, તે વીશે વીલીને જરાંબી ખબર કીધી નહી—મી. માઇકલે પોતે કેટલા સવાલો કીધા જેના ખુલાશેવાર જવાબ મલતા મી. માઇકલ લગાર જંખવાનો દેખાયો.

આખેર એક સવાલ જે તેવનના મનમાં રમ્યા કરતો હતો તે અજખુચ કર્યો. "પણ મી. વીલી, તમો ખાતરીથી માનો છો જે, દિવસે હેરી ખોવાઇ ગયો, તે દિવશે તેનો દગલો સફેદ હતો!"

આ અચાનક સવાલથી વીલી જરાક ગુચવાયો, પણ તરતજ ફ્રોકેફ્રોક રડી પડયો, અને કહ્યું જે શું મ્હારો ભત્રીજા ગુમ થયો છે? શું મારી ઉપર કાંઇ શક છે! જે કોટ મને ચાર દિવશ પછી જડયો, તે ત્યારે કયાંથી આવ્યો!" વીલી બોલવાનું પુરૂ કરતાં દુસકે દુસકે રડયો.

ભલો માઇકલ કાયદામાં કાબેલ હતો, પણ જગતના મક્કર શોધવા તે કુશળ ન હતો. તેને દયા આવી અને વધુ પુછવાનું છોડી દીધું. ડીટેકટીવના જણાવવાથી તેવનને શક હતો, પણ વીલીની આવી ગડગડતી હાલત જોઇ, માઇકલ મનમાં સમજ્યો કે, રખે આ ભોલા પર ડીટેક્ટીવ કાંઇ શક લઇ જઈ ખોટું કરતો હોય!

કાયદા પ્રમાણે વીલી હવે સર્વ પુંજીનો હકદાર હતો, અને માઇકલથી ના પાડી શકાય, એવું એકબી કારણ હવે હતુંજ નહી.

મી. માઇકલે કહ્યું–કે "હવે થોડા દીવસમાં સઘલા દસતાવેજ તૈયાર થશે, અને તમુને હું બોલાવીશ, અને સઘળું સ્વાધીન કરીશ."

"મને કસી ઉતાવલ નથી. હું તો ફકત તમુને મલવા આવ્યો. તમારી ફુરસદે જેમ બને તેમ સઘલું જેબી કાંઇ મ્હારૂં હોય તે મને સ્વાધીન કરજો!" મી. વીલીએ જવાબ વાલ્યો.

એટલું કહી સાહેબ સલામ કરીને તે ચાલી ગયો.

મી. વીલી ઘેરે ગયો, અને મી. બારલોના વસીહતનામા પ્રમાણે સઘળી મીલકતોનો હવે વારેસ થયો, પણ મીલકત એટલી બધી હતી કે તે પોતાના એકલા હાથે ચલાવી શકાય, એવી તેની હાલત ન હતી. અને તેટલા માટે એક બાહોશ કરભારી માટે વિચાર કરતો હતો.

વીલીનો વસવસ્તો જીવ જાણે કાંઇ થાકથી સુસ્ત લાગતો હતો, જોકે તેવું કશું હતું નહી. વીલી પલકે પલકે કાંઇ આંચકી ખાતો માલમ પડતો. જરા કાંઇ અફલાતુ યા મોટો અવાજ આવતો, કે તે ચમકતો હતો–કદાચ, પોતાના ભાઇ તરફના વધતા ઓછા ચાહને માટે તેમ દીલ ઉછલતું પણ હોય! વાંચનાર! જ્યારેબી મન સ્વચ્છતાઇ ધરાવતું નથી–ત્યારે તેને શાન્તિ હોતીજ નથી. એક ઘડી માત્રની કીધેલી ભુલ, યા કોઇનું જરાબી કીધેલુ ખોટું તુરતજ આ હાડમાંડ શરીર ઉપર અસર કરતું રહે છે–જાણે કે ખોટા કામને, મન સાથ, ન દેખાતો છુપો સબંધ હોય!–અને તેથીજ તે શરીરને કાહેલી બનાવે છે.

મી. માઇકલનો પરભારો સવાલ "જે દીવસે હેરી ખોવાઇ ગયો,

તે દિવસે તેનો દગલો સફેદ હતો” પુછવાથી વીલી ચમકી ખાઇ ગયો હતો તે આપણે જોઇ વલ્યાં હતાં. તેના અંતકરણે સાફ જવાબ આપ્યો નથી એમ ત્યારે શું તે જાણુતો હતો, અને તેમ હોય તો ઢોંગ રૂપી જલ પ્રવાહે શું તેને બચાવ્યો હતો—! એ બધા ભેદનો કોણ જવાબ આપે? ભવિષ્ય ભાખવાની પ્રેરણા કોણમાં હોય! શક ઉપરથી નાહક કોઇને બદલામ કરવો, એ પણ એક મોટી ભુલ, યા પાપજ કહેવાય.

વાંચનાર, તને ગંભીર બનવાની કશી જરૂર નથી. તું જાણે છે તેમ શું વીલીએ જાણી જોઇ પેલા નાના બાળકને ભુલાવો ખવાડયો હતો!– શું તેને વારંવાર હેરીને બીહડાવ્યો હતો!–શું ત્યારે પાછલના તેના ચાલા હતા? તે આખેરસુધી ટેકવી રાખવા શું તે આંચકી ખાતો હતો! જે બન્યું તે ન બન્યું હોય એમ થવા તે મનથી ચાહતો હતો? શું વખત વહી ગયા પછી તેની છાતી ચાલી નહી!–શક, અને કફોડા સંજોગને આધારે, કોઇને દોષીત કરવો, અને તેમ શકમંદ થવા દેવાનો હક, આ કલમ સાફ ના પાડે છે. ગમે એવા સ્વાલો કરો પણ તે જેમ તેમ દિવસ ગબડાવવા લાગ્યો—

મી. માઇકલ સાથની વાતચીત પછી ઘણો વખત વહી ગયો—અને ઘણા મહીનાઓ ગયા. આખેર તે સઘલા માલમીલકતની માલીકી મેલવી ચુકયો હતો. પણ તે ચલાવી શકતો ન હતો. સઘલા પૈસા છતાં તેના ભીત્તરનું સુખ કાઇ ઉડી ગયું હતું–એમ તેની હાલત ઉપરથી જણાતું હતું.

પોતે વમાસનમા એક સહવારે કાઇ અરધા મને વાંચતો બેફામ બેઠો હતો–તેટલામાં એક સાડા પોષાક અને સોહામના દેખાવનો કોઇ પુરૂષ આવ્યો. તેને વીલી આગલ દાખલ કરવામા આવ્યો.

“આપ સાહેબની જાહેર ખબર માહરા વાંચવામા આવી અને તેની રૂહે હું તે જગાનો ઉમેદવાર છું–” પેલો નવો આનવાર ગ્રહસ્થ બોલ્યો.

બન્નેએ કેટલો વખતસુધી વાતચીત કરી અને સાટું નક્કી

થયું કોઇબી રીતે વીલીનું કામ કોઇ ઉપાડી લે, એજ હાલ તે જાણતો હતો, તેમ આ નવા આવનારની વધુ કાંઇ પુછપરછ કરી નહી. અને તેની તે કામની જગ્યા ઉપર નેમણુંક કરી.

વાચનારની ઓલખ માટે આ માણુસની કાંઇ જાણ કરવી જોઇએ આ નવો આવેલો કારભારી ઈંગ્રેજી ભણેલો, પણ જાતનો ફ્રેંચમેન હતો. એનું નામ ફ્રેન્ક હતું. જેટલો તે નામે ફ્રેન્ક હતો, તેટલો તે કામે પણ ફ્રેન્ક હતો. તે ઘણોજ મ્હેન્તુ અને પ્રમાણીક અને થોડામાં ઘણું સમજી લે એવો હતો. એક મહીનાના આરસામાં તેને એવી ખાતરી કરી આપી હતી જેથી વીલીને તેના કામથી સઘલો સંતોષ મળ્યો હતો. ટુંકમાં વીલીનું સઘલું કામ તે પોતેજ કરતો હતો. અને વીલી સાથ એટલો પલોટાઈ ગયો કે તે તેનો કારભારી યા મેનેજર છે, તે કાંઇ સમજવાની પરવા કરતો હતો નહી. આ નવા આવનાર મી૦ ફ્રેન્કને, વીલીએ, ત્યાં રહેવાની જગ્યા આપી હતી. જ્યાં તે તેની ધણીઆણી અને બે નાની છોકરીઓ ( એક દોઢ અને બીજી ત્રણ વરસની ) સાથે રહેતો હતો. તેની કાંઈ ખાનગી પુંજીમાંથી બીજી આવક હતી જે સાથે તે ઘણો સુખી હતો.

જે વખતે મી૦ ફ્રેન્ક આવી રહયો તે વેળા મી૦ વીલીની દીકરીઓ ચારથી પાંચ વરસની થઈ હતી. અને છોકરીઓ ઘણીજ ખુબસુરતી ધરાવતી હતી, જેમાં એક બાળકનો સ્વભાવ માના જેવો શાન્ત હતો, જ્યારે બીજી સેહેજ રમતીઆલ અને ઉછાછળી જેવી દેખાતી હતી. મી૦ ફ્રેન્કની બે નાની બુચીઓ ઉપરાંત એક છોકરો હતો, જે તેવનના કહેવા મુજબ, વરસ આઠને સુમારનો હતો. તેને કોઇ બોરડીંગ સ્કુલમાં સારી તાલીમ આપવા, મુદત સુધીનીબાધે મુકવામાં આવ્યો હતો. જ્યાં તે ઠીક ભણતો હતો.

આવી હાલતમાં મી૦ વીલી ધીમે ધીમે સંસાર ગુજારતો હતો. અને ફ્રેન્કની સંગતથી તેનો વખત ઠીક પસાર થતો ગયો. તેને ત્યાં બીજા સનતાન કાંઇ આવ્યા ન હતાં, પણ ઘણા વરસ થયા છતાં તેને પાછું બહારગામ કાંઈ ફરવા જવાનું મન પર લીધું નહી.

પોતે તો કાંઇ ભણવા ઉપર ધ્યાન દીધું નહોતું, પણ તે ટેવ પોતાનાં બાળકમાં, ન જોવા તેને ચાહયું અને વખત આવ્યો એટલે પોતાની બન્ને બાળકીઓને ભણાવવા કાલજી દેખાડી. અને તે બાળકીઓની જતનમાં પોતાનું ચીત રોકી જીંદગી ગુજારવા લાગ્યો.

હયાંથી તેવનની સંસારી સ્થીતી એક સરખી સુરૂ થઇ અને કશોબી બીજો બનાવ બન્યા વગર લગભગ દશ બાર વરસ બીજા પસાર થયા કે જે વેળા તેવનની બન્ને છોકરીઓ લગભગ સત્તરથી અધાર વરસની વયની થઇ હતી, જ્યાંથી આગલ વધીશું

... ... ... ... ...

આ સમય આવે. તેટલા આગમજ મી૦ માઇકલને ઘણે વરસે એક ભેદી પરોણો મલ્યો. તે કોઇજ નહી પણ પેલો દીટેકટીવ હતો.

"શું, ત્યારે તમોએ હેરીની ખોલ ચાલુજ રાખી છો" માઇકલે પુછ્યું. "જી હા ! અને ચાલુજ રાખીશ !" દીટેકટીવે જવાબ વાળયો.

"પણ ત્યારે તમે તો એ કામનું કશું દામ માગ્યુંજ નથી" માઇકિલે આગ્રહથી પુછ્યું.

"મને પૈશા જોઇશે ત્યારે માંગીશ" દીટેકટીવે જવાબ આપ્યો.

"તે કેમ બને !" માઇકલે આતુરતાઇથી પૈશા આપવાની ઓહોંશ કરી.

"માહારા પોતાના સઘળા બીજા કામ ઉપર જેટલો વખત હું રોકાઉં છું, તે રોકાણમાં મને સાથે સાથે જેવી તક મળે છે તે હું કામમા લઉં છું. અગર તે ઉપરાંત મને ખાશ વખત રોકવો પડે તોએ પણ હું તેમ કરીશ" દીટેકટીવે જવાબ દીધો.

"ત્યારે આટલા વખતમાં તમે દમ જેવું કાંઈ મેલવ્યું !" માઇકલે પુછ્યું.

"જી હા" એમ કહી એક બન્દલ ખોલી કોટ જેવું કાઢી બતલાવ્યું. આ જોતાને વાર મી૦ માઇકલ અજબ થયો અને બોલ્યો. "પણ તે ઉપરથી હેરીની ખબર કેમ મલશે !"

" જોવો સાહેબ. આ કોલર ઉપર નામ H. B." દીટેકટીવે તે દેખાડયું. તે કોટમાં સજ થયેલો હેરી જાણે આબેહુબ તેવનની આગલ આવી ઉભો હોય એમ માઇકલ જાણતો હતો અને તેનેબી તે કોટ ઓળખ્યો. " હવે સાહેબ, જે દુકાનદાર ધણી પાસેથી મેં એ મેલવ્યો તે દુકાન અસલ બનેલા બનાવથી કેટલા માઇલ દુર આવેલી છે, બલકે સો માઇલ ઉપર હોવી જોઇએ" દીટેકટીવે સમજાવ્યું.

" તેથી તમો શું ધારો છો ! " માઇકલે આતુરતાથી પુછ્યું.

" કોઇ કાંઈ, ખાસ જુનો દગલો એટલો દુર સુધી વેચવા જાય નહી, પણ ભુલા પડેલા હેરીને જે શખસ પુત્ર તરીકે પાલવા લઇ ગયો તે એટલો દુર રહેતો હોય, અને હેરીને સાથે લઇ પસાર થયો હોય ! એટલે તુરતા તુરત સઘલાઓએ આસપાસ શોધ કીધેલી ફોકટ ગઇ"— દીટેકટીવે સમજાવ્યું.

"તમારી આટલી બધી ચાતુરી જોઇ હું ખરેજ ઘણો હેરત થાઉં છું" એમ કહી માઇકલે સાબાસી આપી.

"હવે સાહેબ, બીજો જે પત્તો મેળવ્યો, તે પેલા હેરીને લઇ જનાર ધણીનો છે. જે ધણીએ એ કોટ વેચ્યો, તે ધણી આખ્ખા કુટુંબ સાથે ઘણા વરસથી ચાલી ગયો છે. હયાંથી હવે તે શોધ બાકી છે. તેબી હું કાંઇ બનાવતથી શોધી કાઢીશ." દીટેકટીવે જવાબ દીધો.

" સાબાસ છે, સાહેબ, સાબાસ છે ! તમારી બહાદુરી ઉપર, તમો ધીરજ ખોહી હારી ખાતા નથી તેજ તમારી હીમ્મત ઉપર, હું આફરીન કરૂં છું ! " માઇકિલે ઘણીજ વખાણ કીધી. ત્યાર પછી બન્ને જના છુટા પડયા, અને ફરી પાછા મળે ત્યાં સુધી સલામ ચાહી.

આ ઉપલો બનાવ આપણે છોકરીઓની સત્તર વરસની ઉમરની હદ ઉપર આવી લાગવાની ઘણાક વરસ અગાઉ બની ગયેલો જણાવ્યો છે.

બાકીના સઘલા બનાવ ઉપર ઢાંકણુ ધરી આપણે ઘણે વરસે પાછો વાર્તા ઉપર નવેસરથી પરડો ઉચકતા થોડુકમાં સઘળું દેખાડશું. તેટલાં વાંચનાર તુને બી મ્હારા સલામ.

## લંબાન સમય પછીનો પ્રારંભ.

વાંચનાર, દરેક દુખ જે દવાથી સારૂં થતું નથી, તે વખતથી સારૂં થાય છે. દરેક ઘા જેમ ધીમે રૂઝાય છે, તેમ ખોટા કામનો છાટીનો ડંખ જોકે સમુલગો નાસ પામતો નથી, પણ વખતના વધવા સાથ કાંઇ સુસ્ત બને છે. તેમ આપણી વાર્તાનો વીલી જ્યારે અહીથી વાર્તાનો પરડો ઉચકાયો ત્યારે, જોકે ઘણો ખુશાલ દેખાતો ન હતો છતાં, તેમ દેખાડવાની કોશેશ કરતો હતો. અને તેના મોઢા ઉપરથી તેની ઉમ્મર કરતા તે વધારે વૃદ્ધ દેખાતો હતો.

તેની ધણીઆણીની તબીયેત ઠીક હતી—અને તેમની બન્ને છોકરીઓ, એમીલી અને હીલડા બહુજ સોહામની ઉઘરી હતી. તેઓના કદાવર દેખાવથી બહુજ આસુદી દીસ્તી હતી. અને બાપની આશા મુજબ તેઓએ નિશાળમાં ઠીક ભણી લીધું હતું હાલમાં તેઓને ઘરમાંજ શિક્ષણ મલતું હતું અને સંગીતની તાલીમ પણ ચાલુજ હતી. વડી દીકરી રાંક અને શાન્તિસાથ થંડા સ્વભાવની હતી, નાની રમતીયાળ અને જરા અધીરી ઉછાછલી હતી. બન્ને એકએક ઉપર ઘણોજ ચાહ રાખતી હતી, અને દરેકના મનની વાત એક બીજી જાણતી હતી—એકએકને સલાહ પુછવા વગર કસુબી નહીં કરવાનું તેઓને તએહ પડી હતી. આ બન્ને બ્હેનોને પોતાના બાપના કારભારીની દીકરીઓથી ઠીક સંગત હતી. અને હંમેશ ચાલુ સંબંધમાં આવેલા હોવાથી તેઓ તરફ પણ મમતાથી જોતા હતા. હાલમાં જ્યારે આપણી વાર્તા આગલ ચાલે છે, તે વેળા પડોશમાં થોડુંક થયા, ડોકતર કાર્લ નામનો એક બાહોશ વૈધ શાસ્ત્રી આવી વસ્યો હતો, અને પોતાની ચંચલાઇથી તે આસપાસ ઠીક પંકાઇ ગયેલો હતો. તે, મી૦ વીલીના કુટુંબના ફેમીલી ડોકટર ઉપરાંત એક મોભાદાર દોસ્ત તરીકે વધારે આવકારદાયક થઇ પડયો હતો.

તે ઉમરે પુગેલો હતો છતા સારા બાધાં અને ચાલુ મ્હેનતુ જીંદગીથી તેની ઉમ્મર કરતા વધારે જુવાન દેખાતો હતો. તેને વીલીના કુટુંબ કબીલાથી એટલો સહવાસ અને ગરોબો પડતો હતો, જે ગમે ત્યારે તે આવતો, તથા અવારનવાર બન્ને બ્હેનો સાથે બાહેર આવ જાવ કરતો હતો. અને કેટલેક ઠેકાણે એવું બોલાતું પણ હતું કે નાની છોકરી હીલડાનો, તે હૈડાનો હાર થઇ પડયો હતો. જે આપણે હાલ માનવા કરતાં આગલ ચાલતા જોશું.

હાલ જ્યારે આવો સરનજામ ત્યા પડેલો છે તેટલા એકાદ દીવશે બાગના એકાદ ખુણામા મોટી છોકરી એમીલી કોઇ ત્રાહેત પુરૂશ સામે ઘણીજ ઉડાણુ વાતમા, બાંક ઉપર બેઠેલી દેખાતી હતી.

આ ભર જુવાન, ખુબસુરત છોકરો, હાલમાં પોતાના બાપ ફ્રેન્કને મલવા આવ્યો હતો—ફ્રેન્ક—કારભારીનો આ પુત્ર ઘણોજ અસીલ અને સાહેસાહીથી ભરપુર હતો. તેની ચાલચલગત, તથા વાતચીત કરવાની રીત ખરેજ ઘણી મોહક તથા ચપળ હતી. તેના સ્વભાવમાં કાંઈ ઘણીજ ઉંચ અને નાદીર અસીલાત દેખાતી હતી. પણ એવું તો ચહેરા ઉપરથીજ ઘણી વેળા માલમ પડે પણ ખરેખર તેમ બને છે કે નહિ, તે જોવાનું છે.

આ પુત્ર કે જેનું નામ “ મોનીર” હતું તે આ વખતે પોતાની કોલેજમાં રજા હોવાથી પોતાના બાપના ઘરમાં આવ્યો હતો. આ કાંઈ પહેલીજ વાર હયાં આવ્યો ન હતો. તે વરસોથી રજાના દિવસો ઉપર બાપને ત્યાં ઉન્હાણીએ ઉતરી પડતો હતો, જો કે તેનું મુખ્ય ખેંચાણુ તો એમીલી હતી—તેના અવારનવાર ત્યાં આવ્યાથી આ નાજુક કળીઓમા પ્યારનો પમડાત સુરૂ થઇ ચુકયો હતો, જોકે એ વાત એમીલીની બ્હેન હીલડા સીવાયે બીજુ જાણતું ન હતું અને બીજુ જોકે જાણુતે તો તુરતજ ફ્રેન્કને ત્યાંથી ઉઠાંગરી કરવી પડતે, કારણ કે વીલી કાકા આ વાતનો તુછકાર કરે એટલુંજ નહી પણ કરહા બની ઘણુંજ ખરાબ પરિણામ લાવે. કારણકે તેવનના મનના કીલ્લા ઉપરથી

દીસ્તું હતું જે દીકરીઓ માટે તેવણે કુળવંત અને પઇસાદાર જમાઇની આંકણી કરી રાખી હતી. ડૉકટર કાર્લની રીતભાત વીશે તેને કશો વાંધો હતોજ નહી, અને તેનાથી કોઇ બી છોકરી માટે માગણી થાયે તેવી લાગણીમાજ લીપટાઇ રહયો હતો. જ્યારે, ક્રેન્ક કારભારીનો દીકરો તેની દીકરીને ચાહવાનો ઇરાદો રાખે, એ ખ્યાલજ તેનો સ્વભાવ બેતાબ કરી નાખવા પુરતો હતો. વીલી જાણતો હતો જે, ક્રેન્કના દીકરા સાથ તેવનની દીકરીઓ છુટથી ફરે છે, પણ તેની ગરીબાઇ સાથ, તેની લાયકાટ માટે તેનું ઉંચું મત હતું અને તે રાંક છોકરો, તેની છુટનો ગેર ઉપયોગ કરશે એમ તે કદી માને તેમ હતું નહી.

"માહરા છેલ્લા પત્રનો વહાલી એમીલી તુંએ જવાબ નહી મોકલ્યો અને તેમ ઘીલ થવાથી મને અધીરાઇ અને ચિંતા કેવી ઉપજી તેનો તુંને કાંઇ ખ્યાલ છે ?" મોનીર બોલ્યો. આ મોનીર કોઇજ નહિ પણ પેલા ક્રેન્કનો પુત્ર.

"તુને તો બા બધામાંજ અધીરાઇ આવે છે, પણ મને બી ત્હારા જવાબ માટે કાઇ સગવડ મલવી જોઇએની!" એમીલીએ લગાર ઠપકાથી જવાબ દીધો.

"સાની સેગવડ? શું હજી તું મનમા બીહીક રાખે છે, કે હું તુંને સાચ્ચો નથી!" મોનીર લગાર અધીરાઇથી ઉસકેરાઇ બોલ્યો.

"ત્હારી ત્હારા તરફની સચ્ચાઇ જો હતે નહી, તો આ જીગર જલતું થતે નહી. તે માટે મને બીક છેજ નહી, પણ મારે મારા મા બાવાથી સાવચેત રહેવું જોઇએની!" એમીલીએ સમજ આપી.

"શું તું એમ સમજે છે કે ત્હારો બાપ યા મા માહરા ઉપર ખુશી નથી!" મોનીર બોલ્યો.

"તેઓ ખુશી છે કે નથી તેની મરજી પુછવાની આપણુને તક કયા મલી છે! છતાં વારંવાર તેઓના વિચાર કેવા પ્રગટ થાય છે, તે ઉંપરથી જોતાં મને બીક થાય છે, કે આપણું કામ કાંઇ ઘણું આસાન નથી." એમીલીએ ગંભીરાઇથી જવાબ આપ્યો.

"અને કદાપી તેઓની મરજી આપણી વીરૂધ હોય તો!" આતુરતાઇથી મોનીરે પુછ્યું.

"પછી શું-! ધીરે ધીરે દુખ વેઠશું-અને હળવે હલવે ઉપાય કરીશું" એમીએ જવાબ દીધો.

"પણ એમજ સમજ કે ત્હારા માય બાપે "ના" પાડી, તો શુ કરશુ?" મોનીરે આતુરાઇથી પુછ્યુ.

"પછી નાથી રહીશુ. મા બાપની કાંઇ સાંમે થવાયે! ભલે એક બારગી આપણે વિરૂધ થઇ પરણવા તૈયાર થઇએ, તો માબાપની નારાજી આવતા સાચ્ચા શુભ વખતે, તેઓને નારાજ કરવાથી દુખની યાદ આવે તે કરતાં, ધીરજથી તેમની ઇતરાજી, યા નારાજી મટી જાયે, તેવા સદ ઉપયોગના પગલા ભરી, તેઓની આખેર મરજી થાય, ત્યાં સુધી ધીરજ રાખ્યે, તો જરૂરજ, વ્હાલા માતપીતા, આપણને સુખી કરવા કદિ ચુકશે નહી. તે કયારે, કે જ્યારે તેઓ એમજ સમજતા થાય, કે આપણી પરસપરની લાગણી ન તુટે તેવી છે-" એમીલીએ થંડો જવાબ આપ્યો.

બીચારો મોનીર ચુપ થઇ રડવા જેવો થઇ ગયો અને મોહું ફેરવા આંખમા રૂમાલ ચાંપી પોતાનો ઉભરો ખાલી કીધો. આથી એમીલી વચ્ચે પડી રૂમાલ ખેંચી કાઢી મોનીરનાં સઘળાં આંસુઓ ચુસી ગઇ અને ઠપકો આપી બોલી "વહાલા મોનીર, તું શું એમ સમજે છે કે હું તને છોડી દેવશ? ના, કદી નહી."

"ત્યારે તુ શાને માટે બોલી કે "ના" થી રહીશુ!" મોનીર હુસકા ખાતો ખાતો બોલ્યો.

"એટલેકે "હા" થાયે ત્યાંસુધી થોભશું, આપણો પ્યાર જ્યાસુધી એક બીજા માટે ઉછલતો રહયો છે ત્યાસુધી યાદ રાખ, વહાલા મીનોર, કે ઇશ્વર કદી છુટા પાડશે નહી!—જ્યારે "પ્યાર" ઇશ્વર છે ત્યારે ઇશ્વર, ઇશ્વરથી છુટો કેમ પડી શકે?" એમીલીએ હસતા હસતા સમજ આપી.

" જરાબી, જો મને ભવીશના સુખનો સંતોશ મલતો હોય, તો

તે આ ત્હારી માહાબળ ધીરજને લીધે છે—આજેજ મને તાહરા સમજાવવાથી વિચાર થાય છે કે મ્હારી ગરીબાઇ મારી આડે આવે છે." નિસોસ કરતાં મોનીર બોલ્યો.

"ગરીબાઇ," ભલે "પૈસાદારી" ની સામે આવતી હોય, ભલે તે બન્ને ગુણો એક બીજાના વેરી હોય, પણ, વહાલા મોનીર, યાદ રાખ કે ખરા અને સાચ્ચા પ્યારની વચ્ચે ખોદા સિવાય બીજું કોઇજ નથી—જ્યારે આ પાર "હું" અને પેલી પાર "તુ," અને વચ્ચે ખુદા! તો પછી કોઇબી આપણને કેમ જુદા કરશે!" એમીલીએ સમજ આપી.

"વહાલી એમીલી, ત્હારા આવા ઉંચ વિચારથી આજે હું તને નવાજ રંગરૂપમાં જોઉંછુ–કહે છે કે ઓરત જાતને જેમ જેવો સાચ્ચી જાણે છે, તેમ તેઓ અજબ રંગરાગથી ભરપુર બને છે, અને ત્હારા જેવીના વહાલીથીજ મને વધુ જોશ અને હોશમા આવવા માહરો જીવ ઉછાલો મારે છે" મોનીર બોલ્યો.

"પણ એવા ઉંચ ગુણ બીજામાં દેખાય છે, તે જો જેઓને જોવાની શકિત નહી હોય ત્યાં સુધી કેમ જાણી શકે! હિરા ખોટા છે કે ખરા, તે પારખી કોઇ નહી શકે—સિવાય કે તે જવેરી હોય." એમીલીએ જવાબ દીધો.

"જો એવા ગુણ જોવાની સમજ મને આવડી હોય, તો તે ત્હારા પ્રેમીલા નેત્રબાણે શિખાડી." એમ કહી મોનીરે પાસામા ધરી એમીલીને ચુંબન કર્યું. "પણ વહાલી એમીલી! આજે જ્યારે સ્તેશન પરથી હયા આવવા ઉપડયો કે માહરૂં હૃદય કાંઇ દબાતું હોય એમ લાગ્યું."

"જ્યારે આપણી ઉપર કાંઇબી મુશીબત જેવું આવી પડવાનું હોય ત્યારે એમ થાયે, એમાં ઇશ્વરની મેહરબાની સમજવી કારણ કે તે એક આગાહીની વધાઈ છે, જેથી આવી પડતી મુશ્કેલીથી ચેતવા અને તે પ્રમાણે સંભાળથી વરતવા આપણે સાવચેત બન્યે" એમીલીએ ધીરજથી સમજાવ્યું.

"ત્યારે વહાલી તું સમજેછ કે આપરી ઉપર મુશીબત આવશે!" મોનીરે પુછ્યું.

"ભલે, આવે તો આવવા દો! આપણે સાથે રહીશું તો સઘળુ દુ:ખ ટાળશું. હાલ તો સબુરી, અને ધીરજથી રહેવાની સંભાલ રાખ!" એમ કહી એમીલી બીજી ત્રીજી વાત કરી પોતાની બહેન હીલડા જ્યાં ઉભી હતી ત્યા દોડી ગઈ. પોતાની બહેન હીલડાને ચુપ જોઈ એમીલી ચોંકી અને પુછ્યું "હીલડા આજે એમ કાંય.?"

હીલડા ચુપકીડીથી એમીલીને ભેટી પડી અને કહ્યું "વહાલી એમીલી! મ્મમા હમણાજ હયાથી અંદર ગયા, અને કમનસીબે તેવને તમને દીઠા છે. તેવન જોવા પછી હયાં આવી મને ઠપકો આપી ચુપ ચાલી ગયા, અને એવન હમણાં શું કરશે તે બહુજ ફીકર થાય છે."

"કાંઈ નહી હીલ્ડા–તું બીહ ના. હું સઘલો ખુલાશો કરી દેવશ. પછી જે બનવાનું હશે તે બનશે" એમ કહી બન્ને ઘરમાં ગઈ.

પોતાના મ્મમા જ્યાં એખલા બેઠાં હતા ત્યાં એમીલી ગઇ, અને તેવનના ખોલામાં માથુ નાખી દઈ ખરા વહાલથી, પોતાની માતાથી જે છુપું રાખ્યું હતું તે પસતાઈ માફ માગવા લાગી-માતાનું દયાલુ દીલ તરત નરમ થઇ ગયું અને પોતાની વહાલી દીકરીને ગોડમાં લીધી અને પુછ્યુ "એમીલી, શું ત્યારે તું મોનીરને ચાહે છે!"

"હા મ્મમા, માહરા ખરા દિલથી ચાહુ છું"—એમીલીએ જવાબ કર્યો. "પણ ત્હારા બાપનો સ્વભાવ તો તું જાણેચ, છતાં તે એટલી ઉતાવલ કેમ કીધી!" મ્મમાએ પુછ્યું.

"વહાલા મ્મમા, એવા સવાલના જવાબ આપવાની માહરી શકિત નથી અને તેનો મને પહેલા કાંઈ ખ્યાલ આવ્યો નહી-પણ જ્યારે માહરા વહાલા મમા મારી ઉપર મમતા રાખશે તો બાવાજી પણ પોતાની રાજી ખુશી દેખાડશે માટે મ્મમા, તમો મને કબુલાત આપો કે તમો મને માફ કરોચ અને જ્યાં સુધી મને તમારો જવાબ નથી મલતો ત્યાં સુધી દુખી થઈ બળ્યા કરશ" એમીલી રડી પડી. માતાજ,

વહાલી માતાજ. પોતાના બચ્ચાઓની ખરી લાગણી તેમના ડોળા માંહેથી જોઇ શકે છે. તે ભલી બાઇએ વાડીમાંથી પસાર થતાં ઠપકો આપ્યો. પોતાના બચ્ચાના સુખની આડે આવવા નહી, પણ તેઓના બાપના સ્વભાવની હાલત જાણીને પોતાની વહાલી દીકરીનું આ ક્રમ જોઇ, તેણીને કસો થપકો આપવાનું માતાનું હૈડું રહયું નહી અને તેણીએ વાત ઉપર હાલમાં કાંઇ બોલવા જેવુ રાખ્યું નહી પણ પોતાના ફરજંદને વધુ ન દુઃખી કરતા, તરતજ મમતાથી તેણીના મનની આશામાં, પોતાનો પુરતો ભાગ આપશે એવી આશા બતલાવી.

હીલડા તેટલામાં ઓરડામાં આવી, અને માતાએ મમતાથી તેણીના ગાલ ઉપર એક ચમતો તોરીઓ પછી બન્ને બચ્ચા બાહર ગયા અને ભલી દયાલુ માતાએ પોતાના ઓરડામાં પોતાના પેગમબરની મુરતી તરફ આંખો ધરી, બને હાથો છાતી ઉપર રાખી પ્રાથના કરી કે માહરા વહાલા બચ્ચા માટે તેણીના ખાવીંદના દીલમાં દયા આવે. આથી તેણીને શાનિત થઇ અને વાત વીસરજણ થઇ ગઇ.

સારૂ થયુ કે આ બધો વખત વિત્યા બાદ વીલી આવ્યો અને સઘલા કસું બન્યુંજ ન હોય તેમ સાથે ખાણુ લેવા બેઠા—કેહવાની કાંઇ જરૂર ન હતી કે સાથે ફ્રેન્ક અને તેમનો દીકરો પણ ત્યા બેઠા હતા.

ખાણું ખવાયું—મખવાસ થયો અને સઘલાઓ પોતપોતાના વચ્ચે વાદવિવાદ ચલાવતા હતા તેટલા એક સીપાઈ મી. ફ્રેન્કને નામનો તાર લઈ આવ્યો—

આ તાર ઉખેડેલો હતો. તે સાથે મી. માઇકલ પહેરીનો જુદો યાદી પત્ર હતો—

**"મેસર્સ માઇકલની પહેદીવાલા ચહસથો."**

જત તમો તરફ રહેતા મી. વીલીના મુખ્ય કારભારી મી. ફ્રેન્કને, તેમના માતાજીના મામા ગઈ કાલે સહવારે ગુજરીઆ છે તેની અખબાર પુગાડજો, તથા તેઓના હમો વકીલો હોવાથી તમોને હાલમાં કામ સોપ્યે છઈએ, કારણકે તમો તેવનની બહુજ પાડોશમાં રહો છો—એ મરહુમના

ગુજરવાથી કોઈ વારસ ન હોવાથી મરહુમની આસરે એક લાખ પૌંડની મીલકતના મી. ફ્રેન્ક એકલાં વારેસ થયા છે. તેઓને હમારા તરફથી મામાજીનાં મરણ માટે દલગીરી જાહેર કરજો તથા તેઓ વારેસ થયા છે તે માટે હમારી મુબાંરકબાદી આપજો. કાગજ પોસ્તથી રવાના કર્યું છે

**લી○ લોરેન્સ અને લોરેન્સ સોલીસીટરો.**

આ ભલાઇથી આખ્ખું ઘર દીઘમુઘ થઇ ગયું પણ થાવકા મી○ ફ્રેન્ક અસલથી તેવનના તવંગર મામા છે એમ જાણતા હતા, અને જોકે બાતેનમાં ભારે ખુશાલીમાં આવ્યા હતાં, છતાં જે બન્યું તે ખરૂં છે કે ખોટું તે વાચવા સઘળાને આપ્યું.

આખરે જે હતુ તે વંચાયું અને જવાબ વાલ્યો—સઘળાની ખુશાલીનો પાર રહયો નહી. અને સઘળાઓએ મુબારકબાદી ચાહી.

આ નધારેલા ખુશાલીના બનાવથી એમીલી, તેના મમ્મા, તેની બ્હેન, તથા ફ્રેન્ક ઉપર વધારે ખુશાલી પંથરાઇ—સર્વ કોઇ પોત પોતાને ગમે તેમ કીલ્લા બાંધવા પડયા, અને હવે કસી બી અડચણ આવશે નહી એમ સદાની ધીરજવંત એમીલી ખુશી થવા લાગી, કારણ કે જે પૈસા વગર તેણીનો વહાલો કદાપિ તેણીના બાપને અકારો થઇ પડતે તેજ પૈસા અચબુચ ત્યાં આવ્યા હતા.

ફ્રેન્કનો દીકરો મોનીર આખ્ખી રાત સુતો નહી, કારણ કે આજેજ તે ફીકરમંદ બન્યો હતો જે તે ગરીબ હતો, પણ પરવરદેગારે તેની સાલેસીને વરતાવી છે એમ માની મગન થયો. અને લગનના સગન માટે એ વધાઈ ખરેજ તેને ખુશાલી આપવા લાગી.

મમ્મા, તો બીચારા ખુશીમાં ગરકાવ થઈ ગયા કે હવે તેણીના ખાવીંદને કસો વાંધો રહેશેજ નહી, અને પોતે કીધેલી પ્રારથના ફ્લી તે માટે સુતી વેળા ખેવડા ચાહથી નમન કરી સર્વે નિદ્રાવશ થયા.

આજની રાત સરવ માટે અજબ ખુશાલીથી ભરપુર ગઈ જ્યારે ફ્રેન્કના માતબર અવસ્થામાં આવ્યાથી મી○ વીલીએ એક કારભારી બલકે સાથી ખોહયો છે, તેની ચિંતામાં રાતડી, અકર વકરે, તેને

કાઢી અને તેમ વિચાર લાવતા પાછી પોતાની છાતીમાં જુની લાગણી ધાઈ આવી જેથી વધુ ચિંતાતુર બન્યો. ખેર ! ગમે તેમ હોય, આપરે તો બા ફ્રેન્કને મુબારકબાદી આપવા પહેલાજ હો !

## નવા સંસ્થાનમાં વસવાટ.

ગઇ રાતના તાર મલવા પછીની બીજી સહવારે, મી. ફ્રેન્ક તેના પુત્ર મોનીર સાથ માઇકલની ઓફીસમાં ગયો, જ્યાં મી. માઇકલે તેને અતિ માયા અને માન સાથ વધાવી, વધુ વિગત આવે ત્યાં સુધી, બીજો જે બંદોબસ્ત કરવો હતો તે કરી લીધો. મી. ફ્રેન્ક સાથ તેના દીકરા મોનીરને જોઇ મી. માઇકલ ઘણોજ ખુશી થયો, અને તે દીકરાની સાલેસાહી તથા રાંક દેખાવ જોઇ, તેને બેવડી મુબારકબાદી આપવા લાગ્યો.

"મી. ફ્રેન્ક, તમોને જોઇ, હું ઘણોજ ખુશી છું" મી. માઇકલ બોલ્યો,—અને સેકન્ડ કરી બન્ને બાપ બેટાને ખુરસી ઉપર બેસવા કહયું.

"તમોને પણ હું જોઇ ખરેજ ખુશી થયો છું તથા તમારી તારીફ સમજી હું જે માનની નજરથી જોતો હતો, તે ઉપરાંત આજે જાતી મુલાકાટથી મારા જેવાના આ કામમા મ્હારા મામાજીના સોલીસીટરોએ નેમણુક કરી છે તે માટે બેવડો ભાગ્યશાળી છું તથા માહરૂં સઘળું કામકાજ તમારાજ હાથમાં રહેશે, તથા આવી ગંજાવર દોલત મ્હારા હાથમાં આવી છે તે માટે તેને કેમ ઉપયોગમાં લેવી તેની વાજબી સલાહ હું તમારીજ ઉપર રાખું છું" એવો, ઘણીજ નમનતાઇથી મી. ફ્રેન્કે જવાબ દીધો.

"તમારી મારી સાથ આ ટુંક ઓલખ છતાં આવી ભલી લાગણી તથા વિશવાશ વધેલાં જોઇ હું ખરેજ આભારી છું અને અલબત તમારૂં કામ જેબી કાંઇ હશે તે માઇકલ કુંપની હમેશ કરવા તૈયાર રહેશે" મી. માઇકલ બોલ્યો.

"અને આજે તમુને એક કામ સાથે સાથે સોંપી જાઉં છું. તે

એજ કે હયાથી આસરે ત્રણ માઇલ ઉપર આવેલી "નાના" સરોવરના કાંઠા ઉપરની પેલી "માઉન્ત વીલા" વાલી એસટેટ, જે માટે મેં થોડાજ દીવશ ઉપર વેચાણ કરવાનું છે એમ વાંચ્યું, તે મીલકતવાલાઓ સાથે તમો પત્ર વહેવાર કરજો! અને કોઇબી રીતે તે એસટેટ વધતી ઓછી કીમતે પણ લેવાનીજ ગોઠવણ કરજો, કારણ કે મ્હારા પુત્ર મોનીરે હમણાં હયા આવતાજ તે વિશે ઇસારો કીધોછ" ફ્રેન્કે જણાવ્યું.

"તમારા પુત્રની પસંદગી ખરેખર ઘણીજ ઉમદા છે, અને મ્હારી ખાતરી છે, કે માઉન્ત વીલાને ઘણાજ થોડાક વખતમાં એક બહેસતના આકારમાં એ ફેરવી નાખસે અને ઇશ્વર તમોને તથા તમારા કુટુંબ કબીલા સાથે સુખી રાખે?" મી. માઇકલે જવાબ દીધો.

"તમારી ભલી દુવા માટે ઉપકાર ચાહું છું, અને સાથે ઉમેરૂં છું કે એવી સ્થિતી માઉન્ત વિલાની થાયે, ત્યારે તમો હમારે ત્યાં પધારી તમારે ગમે ત્યાં સુધી હમોને તમારી સંગતનું માન આપશો, તો હમો ઉપર ખરેજ હેશાન થશે" મી. ફ્રેન્કે જવાબ દીધો.

"હું ચાહું છું કે તે દિવશ જલદી આવે!" મી૦ માઇકલે રૂડતા અને બાપ દીકરાને સલામ કરતા દરવાજા સુધી પુગાડતા કહયું.

બાપ દીકરા ગયા. વાંચનાર જરાબી એમ ના માઇકલ માટે સમજતો કે તેઓ પૈસાદાર હોવાથી તેવનની આમ ખુશામત કરતો હતો, ના! તે ભલો કાયડાસાસ્ત્રી આ બાપ બેટાને જોઈ કાંઇ ઘણોજ ખુશ થયો હતો. અને ખાસ તેના દીકરા તરફ તો તેનો જીવ ઘણોજ હેતથી ઉછાલા મારવા લાગ્યો. બનને બાપ દીકરા ત્યાંથી મી. વીલીના ઘર ગયા, અને પોતાની કીધેલી ગોઠવણથી સઘલાને વાકેફ કીધા. થોડા દિવસ વહી ગયા પછી મી. વીલી સાથે ફ્રેન્ક એકાદ ઓરડામાં વાતચીત કરતો દેખાયો.

"મી. વીલી, તમોએ જે મને માનથી વરતાવ્યો છે, તે માટે હું તમારો જેટલો પાડ માનું તે ઓછો છે" ફ્રેન્કે કહયું.

" તમે તમારૂં કામ મ્હારી પુરતી ખાતરીથી બજાવ્યું, તે માટે હું પોતે પોતાને ઘણોજ ભાગ્યશાલી ગણું છું, અને જ્યારે તમારી આવી ચઢતી દશા આવી છે, પછી તમોને રોકી રાખવા ઘણુંબી હું ચાહું પણ તેમ કાંઇ બને નહી. ઘર તમારૂંજ છે, તમો આવશો ત્યારે હમેશ મ્હારો આવકાર તૈયાર છે " વીલીએ લગાર દલગીરીથી જવાબ દીધો.

"પણ ગમે એવી મ્હારી ચઢતી સ્થિતી થઇ છે, છતાં તમુને તો માહરા મુરબ્બી તરીકે હમેશ ગણતો રહીશ, અને તમો અને તમારા છોકરાંઓ, મહારે ત્યાં પણ આવી, મુજ ગરીબની ઝુંપડીને દીપક કરતા રહેશો એમ આશા રાખું છું " ફ્રેન્કે નરમાસથી કહયું.

" જરૂર, જરૂર, શા માટે નહી, અરસ પરસ મલવા ભેટવાથી હમેશ સુખજ પેદા થાય છે, અને તમારી તવંગર હાલતમાં આવેલી સ્થિતી છતાં, તમો મને આગળની સ્થિતીનુંજ માન આપો છો, તે જોઇ ખરેજ ખુશી છું, કે ખરેખર પૈસા આવતા સાથ તમારી તાબેદારીની અદા તમે ભૂલ્યા નથી " વીલીએ લગાર મગરૂબીથી કહયું.

"પરસપર તાબેદારી કરવી એ તો પરવરદેગાર તરફની આપણને ફર્જ છે, અને તે જો ન અદા કરીએ તો આપણા ઉપર સામું કરજ ચઢે " ફ્રેન્કે ભોળાપણાથી જવાબ દીધો.

હયાં મી૦ વીલી ઉઠયો, અને પાસેની કબાત આગળ જઇ, એક સારી કીંમતનું ઘડીઆળ કાઢી ફ્રેંન્કના હાથમાં મેલ્યું, અને કહયું કે "ઇશ્વરે તમુને બેહદ પૈસાનું સુખ આપ્યું છે, તે સમયે તમુને થોડાક માસના પગારથી નવાજેશ કરી ગુણ ગાવા કરતાં, આ મુજ તરફની નાની ભેટ મ્હારી તમે કીધેલી વફાદાર ચાકરીની યાદ તરીકે કબુલ કરશો !" વીલીએ સમજાવ્યું.

ફ્રેન્કે ઘણીજ આણાકાની કરી, અને ના પાડયું. "જે બી કાંઈ મેં કીધું તેનું પુરતું મને મલી ચુકું છે, પછી આવી ભેટની ગરજ રહેતી નથી," એમ કહી ઘડીઆળ ટેબલ ઉપર મેલી દીધું.

"ત્યારે તો હું તમને ફરી કોઇ પણ દિવસે મલીશ એમ આશા રાખવી નહી." વીલીએ જરા ગુસ્સેથી જવાબ દીધો.

"તમારા આવા વિચારથી હું ડરીને સ્વીકારૂં છું. વારૂ તમો જો ખુશી છેઓ તો તે ખુશાલીમા ભાગ લેઉછું," ફ્રેન્કે ઘડીઆળ કબુલ રાખ્યું.

આખરે થોડાં દીવસો વધારે નિકલી ગયા, અને મી૦ માઇકલની પહેડી તરફથી મી૦ ફ્રેન્કના સઘલા દસ્તાવેજો આવી પુગતા, સઘળું બરોબર તેવનના નામ ઉપર સહી સાખ થઇ ગયું, અને બંગલાનું સાટું બી સાથે નકકી થએલું હતું.

હયાથી એવોને ઉઠાંગરી કરવાને થોડો વખત લાગ્યો, જે વખતે મી૦ વીલીએ તેઓને ખુશી સાથે ત્યાંજ રહેવા દીધા.

બાપ બેટાએ સાથે મલી મી૦ વીલીનો પણબધો હિસાબ નકકી કીધો, અને સઘલું વિગતે આપી દીધું, તથા કામકાજ પુરૂ થયું હતું.

બાપ બેટા બહાર કાંઈ કામે ગયા હતા, બલકે માઉન્તવિલાને સંગાર કરવા બધા ઓરડરો આપ લે કરવામાં રોકાયા હતા.

મી૦ વીલીના બંગલામાથી જ્યારે ફ્રેન્ક નિકળતો હતો, તેટલા આપણો પુરાનો ડીટેકટીવ કોઇ બીગાના પુરૂષ સાથે થોડે દુર ઉભો રહીને બંગલાંમાંથી જે કોઇ આવજાંવ કરતું તે ઉપર નેગાહ રાખવા ખાસ રોકાયો હોય એમ દીસતું હતું.

"હા, એજ માણુસ! ઘણા વરસ થયા છતા એનો ચેહેરો આસુદો લાગે છે, પણ માણુસ તો એજ," પેલા ત્રાહિત સખશે ડીટેકટીવને જવાબ આપ્યો! "તાહરી ખાતરી છે કે નહિ તો અમથો લેજામાં નહિ આવી જાઉં!" ડીટેકટીવે આગ્રહથી પુછ્યું.

"જેમ સુરજ સુરજ છે, અને ચાંદ ચાંદ છે તેટલી ખાતરીથી કહું છું જે એજ માણુસના ઘરમાંથી મને દગલો મલ્યો હતો" ત્રાહેત પુરૂશે જવાબ દીધો.

"ઠીક, હાલ તો તું જા, પછી હું તને મલીશ," ડીટેકટીવે તેને જવા કહયું. પેલા બાપ બેટાને પડતા મુકી ડીટેકટીવ પોતાને કામે નીકલી ચાલ્યો અને તુરતજ કપડા બદલી બીજે રસ્તેથી મોટી ટોપલીમા જુના પુરાના કપડા વેચાતાં લેવા બુમ પાડતો મોહેલે મોહેલે ફરવા લાગ્યો. ફરતા ફરતા મી૦ વીલીના બંગલામાં ઘુસી ગયો. સારા ભાગ્યે બધુ નવતરૂ પડયું હતું, અને ધીમે ધીમે પગલા ભરતો જયાં નાનો આડો ભાગ હતો, ત્યાં ચાલ્યો, જયાં બાહેર મીસીસ ફ્રેન્ક બેઠેલાં હતા, તેને જોઈ તેવને ટોપલી નીચે મેલવા કહયું, અને તેવન પાસે જુના પુરાના કપડા બધાં વેચવાના હતા, તે દેખાડયા અને સાટું નકકી કીધું. બીજા બોલમાં, જે દામ પેલા જરીપરાનાવાલાએ આપ્યું તેથી બી થોડુ આપ્યું હોત તો વધુ તેવન કશુ પણુ માંગતેજ નહી, કારણકે, થોડાજ દીવસમાં તો તેવન માઉન્તવિલાના સુખી ધામમા જનાર હતા.

જુના કપડાની એમ તેમ અફાળઝીક ચાલતી હતી, તેટલા પેલા કપડા વેચનારે, (જે આપણો ડીટેકટીવ હતો) તેને સફાઇથી પેલો પોતાની પાસે સાચવેલો કોટ, બાઇ સામુ જરા ખોલ્લો કરી નાખ્યો. બાઇ આ કોટ જોઇ ચમકયા, જે સહેલાઇથી ડીટેકટીવ જોઇ શકયો.

"આ કોટ તમો વેચવા માંગોછો !" મીસીસ ફ્રેન્કે પુછ્યું.

"જી હા. મારે એ રાખીને શું કરવું છે, હયાથી લઇને ત્યાં, અને ત્યાંથી લઇને હયાં, એમ વેચવાલનું કામ કરૂં છું" ડીટેકટીવે જવાબ આપ્યો.

"એનું શું લેવો છો?" મીસીસ ફ્રેન્કે પુછ્યું.

"સાત પોંડ!" ડીટેકટીવે જવાબ દીધો.

"સાત પોંડ! આવા પુરાના કોટના સાત પાઉંડ! માહરા પાસેથી આટલા કપડા લીધા તેનું આટલું થોડું દામ આપ્યું, અને આવા જુના ખખના આટલા પૈશા! તમો તો બા જબરા છેઓ" મીસીસ ફ્રેન્ક તકોરથી બોલ્યા "એવા જુના ખખને હમારે કેટલા વરસોથી, લઇને રઝળવું પડેછે, તેનું દામ કોણુ આપે!" ડીટેકટીવે જવાબ દીધો.

"વારૂ ચાલો, કાંઇ ઓછું કરો" મીસીસ ફ્રેન્ક બોલ્યા. "જરાબી ઓછું નહી થાયે, તમારે જોઇએ તો લેઓ" ડીટેકટીવ જવાબ બોલ્યો.

"તમારૂં જરા ઠેકાણુ આપી જાવો, હું મ્હારા ધણીને પુછીને એ કોટ લેવશ" મીસીસ ફ્રેન્કે કહયું.

"હું પોતેજ દરરોજ હયાં આવીશ. મ્હારૂં કાંઇ ચોક્કસ ઠેકાણું નથી" ડીટેકટીવે જવાબ દીધો અને ગાંસડો બાંધી ચાલી ગયો, અને ગયાને થોડી વાર થઇ હશે કે મી. ફ્રેન્ક આવી લાગ્યો, જેની આગલ પત્નિએ ખુલાશો કીધો.

"પણ ત્યારે લઈ લેવો હતોની !! આપણુને એક યાદદાસ્ત રાખવી હતી. ચાલ હવે જવા દે ! કાંઇ જરૂર નથી." મી. ફ્રેન્કે ઝાઝી ફ્કનવાર ન કરતા કહયું. બીજે ત્રીજે દીવસે ઘણી વાર જોઈ પેલો કપડાં વેચનાર આવ્યોજ નહી–વધારે દિવશ ગયા, પછી ફ્રેન્ક તથા તેની ધણીઆણી તથા તેવનનો છોકરો મોનીર, તથા છોકરીઓ એક સહવારે પોતાના નવા ઘરમાં રહેવા ઉપડી ગયા. જે આગમજ સૌને તેઓએ પરસપર ભેટી લીધા, મુબારકબાદી ચાહવામાં આવી, અને સઘલાઓની ખુશાલી વચ્ચે તેઓ બાહેર પડયા, તેટલાજ ડાકટર કાર્લ સામે થયો અને તે પણ પાછો નવેસરથી ખુશાલીમા ભાગ લેવા પડયો. કહેવાની કાઇ જરૂર હતી નહી, પણ ફ્રેન્કે પોતાના નાના કુટુંબ માટે એ ઘોડાની તદનજ નવા સૅતની ગાડી, સાઇસ તથા કોચમેન સાથે તૈયાર કરાવી હતી. તે માહે સઘલા બેસી માઉન્ટ વિલામાં સીધારીઆ.

પોતાના વહાલા મોનીરથી છુટા પડતા, એમીલીના આંખમા આસું આવી ગયા, જેનું કારણ તેણીની માતા તો સમજતી હતી, પણ વીલી તો એમ સમજી શકયો, કે ઘણા વર્ષનો પડોશ છુટો થતા એમ થયું હોય !

... ... ... ... ... ...

ધમ ધમ કરતી ગાડી માઉન્ત વિલામા આવી પોહોચી જ્યાં તેઓને આવકાર દેવા મી. માઇકલ હાજેર હતો. તેઓ ત્યાં ઠરીઠામ

થયા, કારણ કે જયાં જર ખરચવાની કરકસર નહી, ત્યાં થોડાક કલાકમાં સરનજામ તૈયાર કરતા વાર કેટલી ? આ માઉન્ત વીલાની જેટલી તારીફ લખીએ એટલી થોડી હતી. તેની બાંધણી, તથા આસપાસનો દેખાવ જરાબી વાણુતાણુ વગરનો હતો. આગળા ભાગ આગળ જેમ બાગ અને અતિ રોણુકદાર ફુવારા તેમજ પાછલી બાજુએ સરોવરથી લાગેલો નાનો ખડક સાથ બધો દેખાવ દીલપઝીર હતો. સર સામાન સોભાયમાન, અને સરસ હતો. ઘરના સઘલાઓની અજાયબી વચ્ચે, સઘલા માટે મુકકર કરેલા દીવાનખાનામા, તેઓને પહેરવાના બરના ઉચી કીસમના કપડાં પણ તૈયાર હતા. હાથમાં હાથ અને પાખડુ પકડી ફ્રેન્ક અને તેમના ધણિઆણી ચાલતા અને અંદર ફરતા હતા, તેટલા મોનીર દીકરાને, સામેથી આવતો જોઇ બન્ને એકદમ ઘણુાજ પ્યારથી ભેટી પડયા, અને ખુશાલીથી બધો વધાવી લીધો. પોતાના માબાપનું હેત કેવું માહાભારત હતું તે તે જાણુતો હતો, અને માત પીતા સાથે બન્ને બેનોએ પણ અતિ ઘણી ખુશાલી જાહેર કીધી. સઉ સઉ પોતાને ગમે એ જગ્યા ઉપર ફરવા લાગ્યા, જ્યારે મી. અને મીસીસ ફ્રેન્ક એક બાજુએ બેસી વાત કરવા લાગ્યા "વહાલા ફ્રેન્ક! આપણી જીંદગીમા આપણી એક મયાલુ દીલસોજીથી કીરતારે કેટલો મોટો નવાજેસ કીધો, તેથી ખરેજ તે બારેહકતાલાની કમાલ્યતનો કાંઇ પારજ નથી." મીસીસ ફ્રેન્કે વહાલથી કહયું.

"અને આ પરિણામ આવ્યું તે માટે હું તો તેજ વિચાર કરૂં છું, જે, એક ભલાઇભરેલા કામ માટે, પ્રભુ આપણુને કેટલી બધી વધારે રીતીએ વધાવે છે" ફ્રેન્કે જવાબ દીધો. એટલામાં ઘંટ વાગ્યો, અને સઘલા જમવા બેઠા. જેવી ખુશાલીથી તેઓના જુના મકાનમા તેઓ ખુશી હતા, તેટલાજ હયાંબી તેઓ ખુશી દેખાતા હતા, અને સાથે મલી બધાએ ઇશ્વર સ્તુતી કરી અને આ અચાનક આવેલી નવી જેશનો આભાર માની પાછી ટુકી ભક્તિ કરી ખાણું ખાઇ ફારેગ થયા. હયાં પણુ મી. માઇકલ તેમને સલામતી ચાહવા હાજેર રહેલો હતો.

વીલીના ખાલી પડેલાં બંગલામાં, પેલો કપડા વેચનાર પાછો આવ્યો એને મકાન ખાલી થએલું જોઈ, વિચારમાં મી. વીલીને પુછવા લાગ્યો " શેઠ સાહેબ, પેલા નાના બંગલામાં જે બાઈ સાહેબ હતા, તે ક્યાં ગયા ?" ( ડીટેકટીવે ) કપડા વેચનારે પુછ્યું.

" કેમ તને શું કામ છે ! " વીલીએ સામો સ્વાલ કીધો.

" એ બાઇએ કાંઈ જુના કપડા લેવા મને બોલાવ્યો છે " (ડીટેકટીવ) પેલો કપડા વેચનાર બોલ્યો.

" તેઓને તાહરા એવા જુના કપડાની હવે જરૂર રહી નથી " વીલીએ લગાર મસકેરીમાં જણાવ્યું.

" ભલે સાહેબ, પણ તેઓ કયા ગયા છે, તે મહેરબાની કરી જણાવશો ! " (ડીટેકટીવે) પેલાએ પુછ્યું.

" માઉન્ત વીલાના માલેક એમ કરી હવાંથી બે ત્રણ માઇલને છેટે એક મકાન છે ત્યાં પુછ ! " વીલીએ જવાબ દીધો.

" શુ ત્યારે હયાજ જે બાઈ રહેતા હતા, તે તે મીલકતના શેઠાણી થયાં છે ? " ડીટેકટીવે લગાર અજાયેબીથી પુછ્યું.

" હા એમજ છે. હવે તાહરી ખાતરી થઈ ? શું તે બાઈ તાહરા કપડા હવે વેચાતા લેશે ! " વીલીએ હસીને તકોર કીધી.

પેલો ડીટેકટીવ નીચે નજર નાખી ચાલતો થયો, અને રખે પોતાને કાંઈ મુશકેલીમાં લાવી નાખતો હોય એમ દેખાયું. આવી પઇસાદાર બાઈ ! તે ચાર પાચ દીવશપર આટલી ગરીબ અને આજે આવાં સુંદર ભપકાદાર માઉન્ત વીલાની શેઠાણી ! ના, તેને કાંઈ સજ્જડ થાપ ખાધી છે, એમ માની નીસાસો નાખ્યો. પેલો વમાસન કરતો બાહર નિકલેછે એટલામાં, તેને પેલોજ ત્રાહેત માણુસ મલી ગયો," કેમ સાહેબ, તમને કાંઈ ખબર થઇ કે " ! પેલા ત્રાહેત માણુસે પુછ્યું.

" શાની ખબર " !! ડીકેકટીવે જવાબ દીધો.

" જે માણુસને મેં તમને દેખાડયો હતો તે તો આજે માઉન્ત વીલાનો માલેક થયો, અને આખું ગામ હલીમલી રહયું છે, તમનેજ

ખબર નહી થઈ!" પેલાએ હસીને વાત ચલાવી.

"જા, ભાઈ જા! તાહરી તો આગરી ખસી છે, તું જે ભુલ ખાય છે, તેમાં હુ પડતો બચી ગયો છું. જે માણસ તું ધારે છે તે, તેં મને દેખાડયો તે નથી" ડીટેકટીવે ગુચવાઇને જવાબ દીધો.

"હા! સિવાય કે તેના જેવો બીજો તેનો જોડયો ભાઇ હોય તોજ! પણ નાં! તેમ નથી! જે માણસને મેં તુંને દેખાડયો, અને ઓલખાવ્યો, તે, તે દીવસે નોકર હતો, અને આજે તે ધનાઢય શેઠ થયો છે." પેલાએ ગંભીરાઇથી કહયું.

"ઠીક, હું તેની બાતમી મેલવીશ," એમ કહી ડીટેકટીવ છુટો પડયો. એકવાર ફરીથી વીચાર કીધો, અને સેવટનો પીછો છોડી દેતા, પેલા માઉન્ત વિલામાં જવું તો ખરૂંજ, એમ મક્કમ વિચાર કરી ચાલતો થયો.

## બેટાની માગણી.

પોતાના નવા આલીશાન મકાનમાં આવી રહયા બાદ, હવે મી. ફ્રેન્કને પોતાના નાના કુટુંબમાં સર્વની સાજવારી કરવાનો ઉમંગ થયો. આ નવો પૈસાદાર કસીબી મોટી માલીકી ધરાવતા મગરૂબી મનમાં લાવ્યો નહી. તે હવે ગરીબી અને આસરા વગરનાઓને મદદ કરવા લાગ્યો. તથા જ્યાં પોતાના માતાના મામાજી ગુજરયા હતા, ત્યા તેવનની સદાની ભુમીદા થયેલી જગ્યા ઉપર, તેવનના સ્વમાનને સોભા આપે તેવી મોભાદાર કબર કરવામાં કચાસ રાખી હતી નહી. મી. ફ્રેન્ક કાંઇ પોતાની ફરજમા ચુકે એવો હતો નહી. હવે જ્યારે ઠરી ઠામ થયો છે, ત્યારે ફ્રેન્કે પોતાના દીકરાને પરણાવવા વિચાર કીધો. આ વાહલો બાપને, કાંઇ બીજી ગમ ગોઠવણુની પતીજ કરે તેટલાંજ મોનીરે પોતાનું દીલ જ્યાં હતુ, તે બાપને વગર આંચકી કરવે કહી દીધુ—"દીકરા, તાહરી મરજી જ્યાં હોય ત્યાં મારે ના નથી, પણ

તાહરી ખાતરી છે કે જ્યાં તું પરણવા માંગે છે, ત્યાંની છોકરીનું દિલ તાહરા ઉપર છે ?" ફ્રેન્કે સવાલ કીધો.

"હા બાવાજી ! હમો આજ ઘણુંકના મનમાં અદરાઇ ચુકયા છિયે. ફકત મને માહરી ગરીબાઇની બીક હતી, છતા જે દિવસે મને તેવી ચિંતા પેદા થવાનો સમય હતો તેજ દિવસે તમારી ઉપર ઓચીંતા આવેલા "તારે," તે ફીકરને નીર્મુળ કરી નાખી" મોનીરે જવાબ દીધો.

"જો દીકરા તુ ખાતરી આપેછ જે એમીલી તુને ચાહેછે, ત્યારે મને વાંધો નથી-પણ વગર પ્યારે અનમન્યું મન કરી પરણવુ, અને આખેર સુધી દુખ થાયે, તેમાં ગમે એટલા પૈસાની જાહોજલાલી હોય તોબી સુખ મલેજ નહી. માટે જેમ તું કહે તેમ ખરૂ" ફ્રેન્કે ધીરજવંત સવાલ કીધો.

"બસ મારી મરજી એવીજ છે, કે તમો આજે મી૦ વીલી આગળ જાવો, અને તેવનની વહાલી દીકરી સાથે મારી વાત છેડો અને વ્હાલા પિતાજી જલદી જવાબ લાવો !" મોનીરે અધીરાઇથી જવાબ દીધો.

"જ્યારે તમો બન્નેની રાજી છે, તો પછી વાંધો શું હોય !" ફ્રેન્કે અજાયેબીથી સવાલ કીધો.

"પણ સાધારણ વાત કાઢયા વિના કોઇ આપણા મનની વાત જાણે શું ?" મોનીરે જવાબ દીધો "માટે તમો જાવો અને વહાલા પપા, મને વધારે ખોતી ના કરતા, વળી તાએલુ કરવા ના બેસતા !"

"એટલો બધો અધિરો! મારી જીંદગીમાં મેં તુંને આજેજ દીઠો. વારૂ ચાલ, માહરી બનતી ઉતાવલે જીલદીજ આવીશ" ફ્રેન્કે ગાલ ઉપર આંગલી મારી કહયું. પછી જોડીની ગાડી જોડાવી મી૦ ફ્રેન્ક મી૦ વીલીને ઘરે ગયો. સારા નસીબે વીલી ત્યાજ હતો, અને તુરતનોજ બાહેરથી આવેલો આરામ લેતો બેઠો હતો. તેવને મી૦ ફ્રેન્કને જોતાંજ "આવો આવો મી. ફ્રેન્ક" કરી બેસાડયો. સામસામી ખેર આફીઅત પુછવામા આવી. એમીલી તથા ઢીલડા પણુ આવીને મલી, અને તેઓને કાઇ એખલા વાત કરવાની તક જોઇતી હશે એમ

સમજી, એમીલી ખબર અંતર પુછી હીલડા સાથે બહાર નિકલી ચાલી ગઇ. " મહેરબાન મી૦ વિલી ! આજે મારે તમુને કાઇ ખુશાલીની વાત પુછવી છે" ક્રેન્કે સરૂ કર્યું.

" ભલે, એવી ખુશાલીની વાત તમો તરફથી આવતી મને બહુજ આવકારદાયેક છે, મારા એકવારના મદદનીસની ખુશાલીમાં હું ખરેજ ખુશી રહેવશ" વીલીએ લગાર સેતાઇ ધપથી જવાબ દીધો.

" હું માહારા વહાલા દીકરા મોનીરને સારે ઘરે પરણાવવા ધારૂ છું" ક્રેન્કે આગલ ચલાવ્યું.

''તમારો મોનીર હજી નાનો છે, એને દુન્યાનો અનુભવ લેવા દેવો તો સારૂં, પછી તમારી મરજી" વીલીએ લગાર થંડો જવાબ વાલ્યો

" હવે આપરે જીવી જીવીને કેટલું જીવવાના છીયે, ખોદાએ સાથે લાગુ સુખ આપ્યું છે પછી હવે ખોટી રહેવા જેવું કાંઈ નથી" ક્રેન્કે હસીને અગાળ ચલાવ્યું.

" તે તો બા તમે જાણો, એક બાપ પોતાના દીકરા દીકરીની વાત વધારે સમજે" વીલીએ જવાબ દીધો.

" પણ જે છોકરી સાથે મોનીરની સેહાદી કરવા ધારી છે, તે તમારી બહુજ નજદીકની સગાઇ ધરાવે છે" ક્રેન્કે હસી હસી આગલ ચલાવ્યુ

"માહરી નજદીકનું કોઇ સગુ નથી, પણ તમો નામ જણાવો તો હું ઓલખવાની કોશશ કરીશ" વીલીએ લગાર ગંભીરાઇથી જવાબ વાલ્યો.

" તમુને કોશશ કરવાની કસી જરૂરજ નથી" ક્રેન્કે ખુશાલ હસવા માડયું

"અજબ છે કે મારો વિચાર જાણવા વગર, આટલા બધા ખુશી દેખાવો છો, ત્યારે મહેરબાની કરી જણાવશો કે, તે છોકરી કયા છે!" વીલીએ અધીરાઇથી પુછ્યું.

" હયાં, તમારાજ ઘરમાં." ક્રેન્કે જવાબ દીધો.

" મારા ઘરમા" ! અજાએબીથી વીલીએ પુછ્યું.

"હાજી" ફ્રેન્કે હસીને જવાબ દીધો.

"તે કોણ?" વીલીએ પુછ્યું.

"તમારી વડી બેટી!" ફ્રેન્કે જવાબ દીધો.

"શું બોલ્યો, ફ્રૈન્ક, તું શું બોલ્યો?" વીલીએ ગુસ્સાભેર તુંતાંથી બખાલ સરૂ કીધી.

આવા "તું" અને "તાં"ના શબ્દથી ફ્રેન્ક સ્તબ્ધ થઇ ગયો. એવું તે તેને શું કર્યું હતું જે વીલીને આટલો ગુસ્સો ચઢયો.! તેનુ કારણ બીચારાને સુજ્યુ નહી "મેં સાહેબ તમુને તમારી એમીલી સાથે મારા દીકરા મોનીરની સેહાદીની માગણી કરી" ફ્રેન્કે વધુ સમજાવા માડયું.

"ચુપ, ફ્રેન્ક, ચુપ થા! એક બેઆબરૂ માગણી ઉપર હિણુપસ્તી ના ઉમેર!" વીલીએ ગુસ્સાથી ડોલા કાઢયા.

"બેઆબરૂ! હિણુપસતી! શાની હિણુપસતી" ફ્રેન્કે પૂછ્યું.

"આ તાહરી બેઅદબ માગણી માટે, તાહરી પાસે પૈસા આવ્યા, તેથી શું તું મોટો ખાનદાની માણસ થઇ ગયો?" વીલીએ કહેર ખાલી કીધો. હવે ફ્રેન્કને સમજ પડી કે તે પોતે તેવનનો કારભારી હતો, તેની સુગ ઉતરી છે. ફ્રેન્કે, ખાલેશ દિલથી જરાબી ઉસેકરાત વગર તેને બહુજ સમ જાવ્યો "શું મેં તમારી મ્હારી મહેનતથી રળી ખાવા ચાકરી કીધી તેટલા માટે હું તમારાથી મરતબામાં નિચ થયો! તમારી આવી દલીલ માટે મને દુખ થતું નથી, પણ એ કોમળ બાળકોના સુખના વચમા આવી તમો કેવું ધાટકી કામ કરો છો," ફ્રેન્કે ધીરજથી પતાવી સમજાવ્યું.

"તાહરી લાંબી ચાપલેસી છોડી દે! અને તુને હયા આવવું જવું હોય તો ભલે આવ, પણ આ વાતનું નામ ફરી લેતો ના! અને લેવા આગમજ ખ્યાલ કરજે, કે તું ઘડીભર પૈસાદાર થયો, પણ મ્હારે ત્યાં મારો ખીદમતગાર કારભારી હતો," વીલીએ તોછડાઇથી જવાબ દીધો.

"તમારામાં આટલી બધી અભિમાની છે, એવી મને મુદલે ખબર ન હતી, અને તમારી આવી અમર્યાદશીલ ચાલથી હું બહુજ દુખી થાઉં છું" ફ્રેન્કે લડત ચલાવી.

"તુંને દુખી થવા કહે છે કોણ ! તું તારી મેળે હવામાં કિલ્લા બાંધે, પછી ઉપરથી પડી ઝીખાઇ જાયે, તેમાં હયાં કોણને ગળે પડે છે ! ઇન્સાન જાત પોતાનો દરજ્જો સમાલી ચાલે, તો બસ છે," વીલીએ થંડા કલેજે જવાબ આપવા ચાલુ રાખ્યા ( અરે આ બોલનાર ખરેજ તેમ ચાલતો હોય ! ) હાલમા લાંબી વાત ઉપરથી, બીજી વાત વધી જશે, અને સામી ખરાબી થશે, એવા વિચારથી ફ્રેન્ક લોહીનો ગોટ ગળી ગયો, અને થોડીક ચુપકીદી પછી રજા લઇ બારોબારથી ચાલી ગયો.

એમીલી જે એકાદ બારીમાં ભરાયલી હતી, તેણી સમજી ગઇ હતી, કે ફ્રેન્ક કદાચ માગણીને માટે આવ્યો હતો. કારણ કે સેજસાજ ગુસ્સાના શબ્દો નિકળતા સર્વેને કાણે પડયા હતા, તેણીએ બારીએથી ફ્રેન્કને નિચી મુંડી રાખી સીડી પરથી ઉતરી, તેઓને મળ્યા વગર ગાડીમાં બેસી હંકારી જતા જોયો, પણ અચાનક પાછળથી ડોકું નાખતાં એમીલી તેને દેખાઇ, અને એમીલીએ પોતાનો સઘલો વહાલ બારીએથી જાહેર કીધો. એમીલીની આ હાલતથી ફ્રેન્કને ધીરજ આવી, અને ખાતરી થઈ કે મોનીરે એમીલીની ગાયેલી સીફ્ત કાંઇ ફોકટ નહી હતી.

ઘર પુગતાં ચિંતાતુર મોનીર બાપના ચહેરા ઉપરથી પામી ગયો કે સમાચાર ઠીક ન હતા.

"હા, દિકરા. તેમજ છે, પણ તું સબુરી પકડ ! થોડો વખત જવા દે, આપણી એક વારની ગરીબાઇ હાલની તવંગરી છતાં, આપણ ઉપર હલકી સ્થીતીનો છાપ મારેલો ભુસાડતી નથી, એમ વીલીનું કહેવું છે. માટે ધીરજથી આપણે ઉપાય કરીશું. આપણે એ વાતમાં મી૦ માઇકલને વચ્ચે નાંખીશું" ફ્રેન્કે ધીરજ આપી.

"પણુ બાવાજી, આપણુાથી ત્યાં આવજાવ થવાનું તો બંધ થયું નથીની !" મોનીરે આતુરતાઇથી સવાલ કીધો.

"મને તેની ધાસ્તી લાગી અને તેવું બની જાયે, તેટલા માટે ચુપ રહયો. હાલમાં તો તેવું કાંઇ નથી. તું જો ત્યાં જાયે આવે તો કશું બન્વુંજ નથી' એમ દેખાડશે, તો પછી આપણે આપણું કામ સાવચેતીથી કરીશું" ફ્રેન્કે ધીરજ આપી.

"પણુ માહરી એમીલીએ તમુને કેવો આવકાર દીધો !" મોનીરે પુછ્યું.

"જો એકલી માહરી આસા મરી ગઇ નહિ હોય, તો તે એમીલીથીજ છે. તેના છેલ્લી વખતના બારીએથી કીધેલા સપ્યારા ભરેલા હાથ ઉપરથી મને આશા લાગે છે, જે એમીલી તુંને સાચી નીવડશે," ફ્રેન્કે જવાબ દીધો. આથી મોનીર ખુશી થયો, અને ભવીશ ઉપર ધીરજ રાખી કાંઇ ઉપાય શોધવા વિચારમાં બેઠો.

ફ્રેન્કના જવા પછી વીલીના ઓરડામાં તેવનના ધણીઆણી ગયા "પેલા ફ્રેન્કની બેઅદબ માગણી વિશે શું ધારયું ! એને કાંઇ શરમ નહી આવી ! પૈસાવાલો થયો, એટલે આપણે એને છોકરી આપી દેવી ? જરા મોઢે લગાડયો કે છેક બેઅદબ બની ગયો." વીલીએ કહયું.

"તમો ધીરા પડો, માહરા વીલી ! બધામાંજ તમો આકરા પડી જાવોચ, તે સારૂ નહિ ! હોય, કોઇ મનમાં એમ આશા બાંધે, તેને આપરે ધીરજથી સમજાવી ના પાડવું હોય તો ના પાડીયે, ગુસ્સો કરવાની કાંઇ જરૂર નથી" મીસીસ વીલીએ સમજાવી વાત નાખીજ દીધી.

માતા બીચારી પામી ચુકી કે, આ વાત બનવી કઠણુ છે, કારણુ કે વીલીના ભેજાંમાં એક વાર એવો તુંડો પવન ભેગો થયો, કે વધારે વખત જતાં મોટું રૂપ લઇ તોફાન વરસાવતો હતો, પણુ હવે પછી જે બને તે ઉપર સબુરી માંગી વાત પડતી નાંખી, તેવણુ જો આ વખતે વચ્ચે પડી બચ્ચા માટે કાંઈ સમજાવવા જતે, તો ખરાબી વધારે કરતે, એટલુંજ નહી, પણુ બચ્ચાઓમાં એવી લાગણી પ્રગટ થઇ છે, તેની

સંભાલ કાં ન લીધી એવો ઠપકો આ ભલી માતા ઉપર આવતે, પણ વખતને તાબે થઈ, ખુદાના સુકર ઉપર ભવીશની વાત મુકરર કીધી. આ બાઇનો મુશતકીમ આધાર પોતાના પાક પરવરદેગાર ઉપરજ હતો.

હા ! પ્રિય વાંચનાર ! ત્હારો પોતાનો ભયનો વખત તું ધીરજથી પસાર કરવા માંગતો હોય, તો ત્હારો વિચાર હરદમ અને હરહાલ કોઈ ન દેખાયલી, ન જણાયલી આસ્થા ઉપરજ ઓસતવારીથી બાંધ ! અને તે આધાર, એકલો ત્હારો પરવરદેગારજ છે ! તે આધાર, આપણુને ન દેખાતી મસ મોટી ટાંકી માંહેથી મોટા પ્રવાહી ધોધ સમાન મલતો જાયે છે. એ સુધ્ધ વાત છે અને તેમજ આ ભલી માતાએ, પોતાના વહાલા બાળક માટે ધારયું. હતું, કે તેજ મહાન બાપ આ કામ પાર કરશે!

પેલી બાજુ મી૦ ફ્રેન્ક, મી૦ માઇકિલની આ કામમાં સલાહ લેવા ગયો. મી૦ માઇકલ આ સઘલું જાણી બહુજ નાખુશ થયો, તથા ફ્રેન્કે જે પગલું ભરયું હતું તે ઠીક હતું એમ કહેવા લાગો.

"તમો થોડો વખત ગાલી નાખો, પછી આપરે ધીરે સાંસતે બંદોબસ્ત કરીશું અને હાલમાં જેમ બને તેમ મોનીર નહિજ જાયે તો સારૂં. વખતે તેઓનો મેલાપ ઉસકેરાયલો વીલી જોશે તો કામ બિગડશે" એમ માઇકલે સમજ આપી.

ફ્રેન્ક ઘરે આવતા વિચારમાં પડયો, કે પૈસા છતાં બી જે કામ ધારવામા આવે તે ઇશ્વરના હુકમ વગર થતું નથી, તેજ સધીઆરા ઉપર સબુરી માંગી પાછો મકાણે આવ્યો.

## મોનીરની મુલાકાત—વાડોમાં રમખાણ.

ઘણાક દિવસો વહી ગયા, અને મોનીર આખરે અધીરો પડયો. હર વેળા જે ખુલ્લી છાતીએ તે વીલીને ત્યાં જતો હતો, તે આજે, ત્યાં જતાં ધપકવા માંડી. કાંય ! કારણુ કે કજીઆનું મુળ થવાથી તેને સાવચેતી રાખવાની સંભાલ લેવાની હતી. અને બનતાં સુધી વીલી નહિ

હોય, તો વધારે સારૂ એમ તે ચાહતો હતો, કે જેથી તેને એમીલીની મુલાકાત વેલા કાંઇબી ગોઠવણ કરવાને બની આવે. મોનીર જાણતો હતો, જે વીલીનું આખ્ખું કુટુંબ વીલી સીવાય તેની તરફ હતું, પણ જ્યા મુળ મુખ્ય વડીલ આડો હતો, ત્યાં કામ બીકત થાયે તેમાં નવાઇ નહી. હઝારોની ખુશીમાં પણ એકની ના ખુશીથી કામ બગડે છે. ધુળ વલી, કે કામમાં ભંગાન પાડવામાં કાંઈ અકકલમંડી હોય, પણ ઘણીકવાર તો ફકત ન બોજી "જીદ" આડે આવે છે તે સઘળું છતાં બનતા સુધી હળીમલીને કામ કાઢી લેવા મોનીરને તેના બાપ તરફથી સુચના થઇ હતી.

ખેર! બનવાનું તે બનશે એમ જરા હુલડાઇ કરી, તે એક સાંહજે ત્યાં ચાલતો ગયો. સારા નસીબે એમીલી ત્યાં બારી આગળ ઉભી હતી, તે વહેલી વહેલી બાગમાં દોડી આવી, અને મોનીરને ભેટી પડી, જોકે તેમ કરતા તે ઘણીજ બીધી હતી.

"વહાલા મોનીર! આપણી ગણત્રી પ્રમાણે ગણુતા પણ આપણે ચુકયા છીએ. બાવાજીએ બહુજ ચોકસાઇ કરવા માંડી છે, તથા એવનને શક પણ પડયો છે, જે આપણા વચ્ચે કાંઇ પણ ઘાડો સંબંધ થયેલો હોવો જોઇએ. તું આયો તો ભલે, એવનની આજે પાછા ફરવાની વકી નથી, કારણ કે ઘણા જલદી આવે તો મોડી રાત થાયે," એમીલીએ લગાર ગભરાતી છાતી સાથે કહયું.

"વાહાલી એમીલી, આટલા ઉપરથી તું આવી તરાહ બીહીક રાખે છે, તો આગળ કદાચ આપણું કામ મુશકેલ થઈ જાયે, નો પછી તું કેમ હિમ્મત રાખશે!" મોનીરે પડોસમાં થોભતાં, બ્હાલથી પુછયું.

"વખત જેવો આવે તે ઉપર અમલ કરવાનું. જે બને તેજ ખરૂ. આગમચથી બધુ ધારી રાખવું સારૂ નથી" ધીરજથી એમીલીએ સમજાવ્યું.

"વારૂ એમીલી, હુ એમ સુચના કરૂં જે આપણે આ કામમાં ડોકટર કાર્લની સલાહ લઇએ તો કેમ!" મોનીરે સલાહ પુછી.

"કોણ ! ડોકટર કાર્લ !" એમીલી અજાયબ થઈ.

"કાંય, તે શું એ કામ માથે નહી લેએ ! તેનું તાહરા પપા ઉપર કેટલું ચલન છે તે ત્યારે કશું કામ ન આવે ?" તેને આગ્રહથી બોલવું ચાલુ રાખ્યું.

"હું પણ તાહરી માફકજ જાણતી હતી, પણ ના, તું જ્યારે જાણશે ત્યારે કદાચ ગભરાઇ જશે, તું તો હંમેશનો અધીરોજ છે ! પણ કોઇ બીજાથી તું કાંઇ સાભલે તેટલાજ હું તને ચેતાવી રાખું છું. મને ડોકટર કાર્લ ઘણો ભેદી માણસ લાગે છે, તેની મરજી જોકે માહરી હીલચ્ચ ઉપર છે, છતાં તે મને ચોકશ માનવાને કારણ નથી. હું એમ નથી કેહતી જે તે ગ્રહસ્થ નથી" એમીલીએ સમજ પાડી.

મોનીર હયા ચુપજ થઇ ગયો, ખરેખર હવેજ તેની સુધ ઉઘડી કે જો કાર્લ એમીલીનોજ આ સમયે હાથ માગતે, તો વીલી સાહેબ કાલનો દુકાલ આજે પાડવા વિના રેહેતે નહી. "માહરી વાહાલી એમીલી, તાહરી બધી ચગોર ચાલાકીથી, ખરેજ આવા ભયના સમયમાં મારૂં ખોખું, તોફાનમાં સપડાયલી એક ખડયા ખડખડ બોટ, સમાન જાણે કુશળ નાખોડાના હાથમાંજ છે" મોનીરે કહયું.

" મોનીર, આ વખત એવી ફીલસુફીની વાત કરવાનો નથી. પણ આવતા દુખ સામે તક્કર ઝીલવાનો છે" એમીલીએ ધીરજથી સમજ આપી. વીલીના આવવાની વખત ઘણી દુર છે, એમ ધારી આ વહાલા જીવો અંધારૂં થઇ ગયું છે તેનુંબી ભાન ભુલી ગયા, અને લગભગ રાત પડવા આવી ત્યારે એક એકથી વહાલ કરી છુટા પડયા.

દીલગીરીમાં ગરકાવ થયેલો મોનીર, ધસારામાં બહાર જતો હતો તેટલા કોઇ સાથ અઠડી પડયો. અઠડી પડતાંજ વીલીને જોઇ જરા ચમકયો.

" કેમ મી૦ મોનીર, આજે ગાડી વગર ! અને તેબી આટલી મોડી રાતે હયાંથી જાવો છો ! તમે જાણો છો કે, હાલમાં માહરા મકાણે તમો આવો પણ જલદી ચાલી જાવો તો સારૂ. કારણ કે

જ્યારે ઘરનો વડીલ બાહેર હોય તે વેળા આટલું લાંબું થોભવાનું ગેરમલાજા ભરેલું છે, સમજ્યા !" વીલીએ ખાસ તોછડાઇથી કહયું.

ગમે તેમ પણ ઉછાછલું જુવાન લોહી, તે ગુસ્સો ખોવા વગર રહે તો નહીજ. છતાં મોનીરે જવાબ દીધો " કે ઘણે લાંબે વખતે મલતાં જરા વાતચીતમાં વધુ વખત નીકળી ગયો, તેથી ગેરસલુકાઇ જેવું કાંઇએ કીધું નથી."

"ભલે, જોબી કાંઇ હાલમાં કીધું નથી તે માટે હું બોલતો નથી, પણ જ્યારેબી આપ આવનાર હોવ, ત્યારે જણાવીને આવો તો મહેરબાની, કારણ કે તમારા જેવા પૈશાદાર લોકના તુમાખી ફાંટા સંભાલવા માટે મારે હાજરી આપવી જોઇશે" વીલીએ એટલું બોલી ચાલતી મુકી.

મોનીર થોડો વાર થોભી ચાલી ગયો, અને મનમાં ચચરવા લાગ્યો કે આસતે આસતે તેને માટે રૂપ ઘણું ગંભીર બનતું હતું–તે પોતે સમજવા લાગ્યો, જે એમીલીને એકાંત મલવાના દહાડા હવે વહી ગયા છે. છતાં તે હીમત હાર્યો નહીં, જોકે દલગીર, અને ઉદાસ બની પોતાને મકાણે ચાલી ગયો.

વીલી ફાડેલા ડોળાએ ઘરમાં ગયો, અને સઘળાં સાથે બેઠેલા હતા જેમાં એમીલીને ખંખાલીને પુછ્યું "હયાં મોનીર આવ્યો, ત્યારે તે શું કરતો હતો" !

"વાહલા પપા, જેમ રાબેતા પ્રમાણે એ આવતો હતો, તેમ આવી વાતચીત કરી ચાલી ગયો" એમીલીએ સાચ્ચો જવાબ દીધો.

"પણ દરવાજા સુધી તેવનના માન પ્રમાણે તમો લોકો સાથે ગયા હતા કે નહી !" વીલીએ તકાજાથી પુછ્યું.

"હું એકલીજ તેમને બાહાર સુધી રવાના કરવા ગઇ હતી" એમીલીએ મક્કમપણે જવાબ દીધો.

"તારે ફરીથી ત્યારે એમ નહીં કરવું !" વીલીએ તાકીદ કીધી.

"કાંય !" એમીલીએ જવાબ દીધો.

"એમાં શોભા નથી. તાહરા જેવી ઉમ્મરે પુગેલી દીકરીને, એવા મગરૂર મોટા માણુસ સાથે એકલી ફરવામાં હું શોભા જોતા નથી" વીલીએ તકરાર કરી.

"મી૦ મોનીર જેવા સુધ્ધા જવાન ગ્રહસ્થ સાથે ફરવામાં હું કશુંબી અમર્યાદાભરેલું જોતી નથી'' એમીલીએ દૃઢ જવાબ કીધો.

"કેમ છોકરી, તને કેળવણી અપાવી તેનું આ ફળ કે!" વીલી બખાલ્યો.

"કેળવણી શા માટે આપી? બીજાઓને જાણ્યું અજાણ્યું અપમાન કરવા, કરાવવા! જો મી૦ મોનીર તમારે, યા ગામના મનથી ગમે એવો હોય, પણ તેની સાથ ફરવા અમો હમારૂ માન કેમ જાલવ્યે છીએ, તે સમજ શું અમારામાં નથી! સાચી કેળવણી તેજ છે, કે જે બીજામાં સાચુ જોઇ શકે! આપણા સાથ વરસોથી પલોટાયલો આવો શુધ્ધો ગ્રહસ્થ, આજે તમારી આખમાં બદલાઇ ગયો, એજ માહરી ચાલુ કેળવણીથી સમજ પડતું નથી" એમીલીએ શાન્તપણે ખુલ્લો જવાબ આપ્યો.

"છોકરી, ફરીથી એવી વાત માહરી આગલ કરશે, તો ખતા ખાશે, ત્હારી તેને માટેની દલીલ ચાલશે નહી." વીલીએ થથરાવી નાખી. બાપની આવી ધાટકી ચાલથી બીચારી એમીલી રડી પડી, અને પોતાના ઓરડામાં ચાલી ગઇ, કારણુ કે તે બાપે બેવકુફી કરી એમીલીનું સ્વમાન ન સાચવ્યું, મોટે મોટે બોલી ઘર ગજાવ્યું, અને બીજાઓને સંભલાવી તેણીને ઘણુજ ખોટું લગાડયું.

આવી વાતમાં કાંઇ દમ નહિ, તથા તે ઉપરથી નખોજી ખટપટ ઉભી થવાથી મીસીસ વીલી નિશાસાનો દમ મારી ચુપ બેસી રહી, અને પોતાની દીકરી ઉપર વાદળ વધતું જાય છે, તે જોઈ દુખી થઈ, ખચ્ચીત એમીલીને પોતાના મોનીર માટે લાગતું હતું, પણ તેની પીઠ પાછલ કાંઇબી ગેરસલુકાંઇ બોલાય તે તેણીને પસંદ હતું નહી. તે છોકરાની ખરી કિમત આ ભલી છોકરી બીલકુલ સમજતી હતી, અને તેટલાજ

માટે તેના તરફ માન, પ્યાર, અને જાન અરપણ કરી દીધા હતા, અને આજની તકરાર પછી હવે વધારે મકકમ છાતી રાખી તકકર જીલવા તેણીએ મનમાં એકરાર કીધો.

ત્યાં પણ મોનીરના ખુલાશા પરથી અંતર વધારે પડયો એમ સાબેત થયું અને ગુચવાડો વધતો ગયો, પણ એ સઘળા બલાપામાં ડૅાકટર કાર્લની વિગત, મોનીરનું જીગર વધુ કોતરી ખાતી હતી. રખે કાંઇ ઉલટ સુલટ થઇ જાયે તેની ધાસ્તી ફીકર વધતી ગઇ.

બાગમા સહવારે મોનીર ઉદાસ બેઠો હતો, ત્યાં કોઇ બાઇ તેની તરફ દોડતી આવતી હતી. એક ચીઠી તે બાઇએ મોનીરના હાથમાં મેલી. તે કોઇ નહી પણ વિસવાસુ શોશન હતી. વીલીની બન્ને દીકરીઓની તે દાસી હતી, અને એમીલીને ખાસ ચાહતી હતી. ચીઠી વાંચી મોનીર બહુજ દલગીર થયો ચીઠીમા એવું જણાવ્યું હતું જે “ત્હારા જવા પછી રમખાણ થયું હતું, અને એટલું ગંભીર રૂપ થઈ ગયેલું છે, જે જ્યાં સુધી તુને જણાવવામાં નહી આવે ત્યાં સુધી ઘરમાં એકાએક આવવું નહી અને જેમ બને તેમ સભાલ લઈ, પાછી એકલી મુલાકાત લેવા હમો તને બોલાવશું ત્યાં સુધી ધીરજ રાખજે !” લા. એમીલી.” ચીઠીમાં કશો જવાબ માગ્યો ન હતો જેથી પેલી બાઇ ચાલી ગઈ અને મોનીર ઘણોજ દલગીર થઇ બેઠો અને ગમ મટાડવા કશો ઇલાજ હયા રહયો નથી તેથી હજારો આંસુ પાડી પેલી કાપલીને ચુંબનથી વધાવી. હા કાપલી ! કાપલી ! કોણુથી મોકલવામાં આવી હતી ? એમીલીથી. કોણુથી લખાઇ હતી ! એમીલીથી ! એ ખ્યાલમાંજ, તે એમીલીને પડોસમાંજ જોતો હતો. ભલાઓ ! એવી નીરજીવ કાપલીઓએ કેટલાકોના જીવને શાંતી આપી છે ! તથા એવીજ કાપલીએ કેટલાકોના જીવને કોટરી ખાધા છે ! તે શું તું જાણે છે ! જ્યાં હેત છે ત્યાં આ કાપલી ન મેલી દેવાય એવો ખજાનો છે, જ્યાં હેતનું ખેત કરવાનું છે, ત્યાં આ કાપલી જીવલેન નિશાન છે યાને જીવ જાયે

ત્યાં સુધી આશાને સાચવનાર સતત્ત્વ સાધણ છે. તેમજ એજ કાપલી, તરછોડેલી મોહબ્બતની બેઇમાની સાબેત કરનાર તત્વ છે, એવીજ આ કાપલીમા મહત્વતાઈ છે ! આવી વમાસણમા, તે હતો, તે વેળા ફ્રેન્ક પણ વાડીમાંજ હતો. તે દીકરા આગળ આવીને બેઠો. અને શું ઉપાય લેવ તેનો ખ્યાલ કરવા લાગો. એટલામાં સામેથી પેલો જુન્ના કપડા વેચનાર દાખલ થઈ તેવનની સામે આવતો જણાયો. "શેઠજી સાહેબ ! હયા જે બાઇ મી૦ વીલીના બંગલાપરથી આવી રહેલા છે તેઓને મલવા માંગુ છું." પેલા બેગાના કપડા વેચનારે પુછ્યું (આ પેલો ડીટેકટીવ હતો).

"તે બાઇને જે દગલો જોઇતો હતો, તે તારી પાસે છે કે !" ફ્રેન્કે સવાલ કીધો.

"જી હા" પેલાએ જવાબ દીધો.

"તું ત્યારે શું સાત પૌંડ જેટલું તે માટે દામ માગે છે"? ફ્રેન્કે પુછ્યું.

"હાજી"? પેલાએ જવાબ દીધો "એક પેન્સબી ઓછી નહી લેવસ."

"ઠીક, તે કોટ કાઢ ? અને પૈસા માટેનો ચેક લઇ જા !" ફ્રેન્કે કહ્યું.

પેલાએ દગલો કાઢતાં પુછ્યું "શેઠ એ જુનો દગલો તમને શું કામ આવશે!"

"એ દગલાને લગતી એક બીનાની યાદી જાલવવા ખાતેર" ફ્રેન્કે ભોલાપણે જવાબ દીધો.

"ઠીક સાહેબ, લેવો આ દગલો !" પેલાએ દગલો આપ્યો.

ફ્રેન્ક તેનું નાનું બંદલ વાલી ઘરમાં ગયો, અને સાત પૌંડનો ચેક જે નામ પેલાએ દીધું હતું તે પ્રમાણે ભરી આપ્યો. પેલો ચેક લઇ ચાલતી પકડી ગયો. હયાંથી નિકળેલો ડીટેકટીવ મી. માઇકલ આગળ ગયો. તેવન ત્યાં ઓફીસમાં નવરા બેઠા હતા.

"કેમ માહરા ખંતીલા ડીટેકટીવ સાહેબ ! વળી કાંઇ નવી સોધ

કીધી હોવી જોઇએ. ત્યાં લગન ફોકટ વખત તમો ગુમાવો એવા નથી" માઇકલે હસીને પુછ્યું.

"તે દગલો અસલ કયાં હતો અને કેમ વેચાયો, તથા ક્યાંથી વેચાયો, ટુંકમાં જે ઠેકાણે તમારો હેરી જ્યાં રહયો હોય, ત્યાંથી એ દગલો, જેઓએ વેચ્યો હતો, તેઓને આબાદ મેં સોધ્યા છે, એટલુંજ નહી પણ સાત પૌંડે દગલો તેઓનેજ વેચ્યો છે. હવે ભરમ જે સોધવાનો છે, તે એ કે હેરી કયાં ગયો"? ડીટેકટીવે સમજાવી કહયું.

"તમે કોણને દગલો વેચી નાખ્યો! ભલા માણુસ, એ દગલાની તો સાબેતી હતી. શા માટે વેચ્યો"! માઇકલે અજાયબીથી પુછ્યું.

"સાહેબ, જે માણુસને દગલો વેચાતો આપ્યો છે, તે તદનજ ગ્રહસ્થ માણુસ પુરવાર છે, તમો તેને ઓલખો છો, તથા તેના ચેક ઉપરના લખેલા નામથી તે આપણાં હાથમાંથી હવે છટકવાનો નથી" ડીટેકટીવે ચેક કાઢી આપતા કહયું.

ચેક ઉપર સહી વાંચી એક ઝટકો લાગ્યો હોય, તેમ અજબ થઇ માઇકલ બોલ્યો "અરે એ તો આપણો નવો સહેરી મી૦ ફ્રેન્ક છે."

"હા સાહેબ! એ દગલો લેતી વખતે મેં જ્યારે પુછયું જે તમને એ દગલાનું શું કામ છે, ત્યારે ખરો તેમજ ભોલો જવાબ મને મલ્યો. અને તે એ કે "એક બીનાની યાદી જાલવવા ખાતેર." હવે સાહેબ, એ કામ તમારૂં છે તમો એ દગલાની તહેકીક કાઢશો, તો જરૂર ફાવશો" ડીટેકટીવે સુચના કરી.

એક અજાયેબ ગુચવાડો ઉભો થતો હતો, પણ અલબત મી૦ ફ્રેન્કને ખાલેશ મનથી પુછવામાં કાંઈ હરકત ન સમજી, મી૦ માઇકલે તેમને ઓફીસમાં બોલાવી, એ બાબદ ખાનગી રીતે પુછવા કોશેશ કરવા વિચાર્યું, પણ ઉમેરીયું કે જો મી૦ ફ્રેન્ક એનો જવાબ કાંઇ બી પ્રકારે ઉડાવશે તો ગમે તેવી તેમની ભોલાઇ, તથા મી૦ માઇકલ સાથની ગાઢી ઓલખ છતાં, તેવન કોર્ટમાં આસરો લઇ મી૦ ફ્રેન્કને તે દગલાનો ખુલાશો કરવાની ફરજ પાડશે, એવો તેમનો પ્યાર મી૦

બારલો માટે પમરી નીકલ્યો. જે કામ બીકટ હતું તે દગલો ક્યાં અસલમાં ગયો હતો! તથા તે કોણના હાથથી વેચાયો હતો! અથવા તે કેમ ત્યાં જવા પામ્યો! એ તો હયાં સુધીનો ખોલાસો આપણા બાહોશ ડીટેકટીવે સોધ્યો હતો, અને તેટલા માટે તેવનની ખંત સ્તુતીને પાત્ર થઇ પડી એમ મી૦ માઇકલે એકરાર નોધ્યો—દરેક વખતની સઘળી નોધ જાળવી હતી, અને તે કદી ન તુટે તેવી હતી. હવે આગળ શું થાયે છે, તે જોઇશું.

એ ત્રણ દીવશ ઉપલી બીનાને વહી ગયાં, તેટલાં સોસન પાછી એક સહવારે દોડતી આવી અને એમીલી, મોનીરને જે વખતે મલવા માંગે છે, તે વખત જણાવી ચાલી ગઈ.

આશરે દશ થયેલા હતા, અને મોનીર મૉરનીંગ દ્રેસમાં દાખેલ થયો. તે ખાતરીથી માનતો હતો, જે વીલી નહીજ હોવો જોઇએ.

**"પ્યારની આંખો" છે તો ચાર,**
**બીજા કરે ગમે વિચાર!**
**સંકટ આવે ગમે હજાર.**
**પ્યાર તો દે છે સૌને હાર!**

આખેર વાડીના એકાદ માંડવામા બન્ને બેઠા છે, અને એમીલીએ તે દીવશે જે સવાલ જવાબ થયા હતાં, તે સઘલાં જણાવ્યા.

"પછી હવે તું શું કરવા માગે છે, વાહલી એમીલી!" મોનીરે પુછ્યું.

"તું વાહલો જે કહે તે પ્રમાણે ચાલવા હું તૈયારછું. અમારી જાણમા આવ્યું છે જે મને કોઈ એવનના દુરના ઓલખના સાથે પરણાવવા, માહરી તથા મમાની વગર રજાએ સાદુ કરવા, એવન રોકાયા છે. અલબત એ એવનની હુજતનુ ફળ છે, પણ હું તેમ ચાલવા દેવાની નથી. પરમ દીને હું ઉમરે પુગીશ, અને પછી મ્હારો ખરો હક સ્વીકારીશ, અને ત્યાર પછી તાહરા સાચ્ચા વચનના આધારમાજ માહરી જીંદગી તુંને અર્પણ કરીશ" એમીલીએ જણાવ્યું.

"માહરા તરફ આટલો બધો ભોગ આપતી જોઇ, મારી છાતી ઉછલ ઉછલ થાયે છે, પણ યાદ રાખજે, વહાલી, કે હજીબી સમાધાનીથી હું તને માહરી કરવાની કોશશ કરીશ" મોનીરે જવાબ દીધો.

એટલુંજ બોલવાનું પુરૂ થયું કે એમીલીએ ચીશ પાડી. તેણીએ પોતાના બાપને વાડીમાથીજ છુપાયેલો હરણફાર આવતો દીઠો. હાથમાં લાકડી હતી. અને તે ઉગામવા જાયે, તેટલાં પોતે હીમતથી વચ્ચે પડી, અને કહયું "ખબરદાર! જરા પણ જો અપમાન માહરા મોનીરને કીધું છે તો!"

"નિચ, લુચ્ચા, તાહરી તોખમ તું ભુલ્યો નહીં! મેં ના કહ્યું હતું છતાં તું મ્હારી જાણ વગર આવવા ચુકયો નહી!" વીલીએ લાકડી ઉગામતાં કહ્યું.

મોનીર કાંઇબી બોલે, તે અગાઉ એમીલીએ જવાબ દીધો "ખબરદાર! બાવાજી, મોનીરે કસી નીચાઈ, યા લુચ્ચાઇ કીધી નથી, મેં પોતે એને ખાસ બોલાવ્યો."

"ચાલ નાદાન દુકતી! હવેજ તાહરી ખરી કમબખ્તી જાણ, બસ ચાલી જા હયાંથી!" એમ બોલી મી. વીલીએ સીપટી વજાડી. એટલામાં બે ત્રણ જણ પોસાગીર જેવાઓ બાહાર નીકલી આવ્યા, અને બેહોરમત મોનીરપર તુટી પડયા, તથા હડસેલા મારતા, તથા ફજેતી કરતા બંગલાની બાહેર લઇ ગયા. આવી હિણુપસ્તીથી મોનીર લાલચોલ થઇ ગયો, કશું શુજ્યું નહી, તથા લફંગાઓ સાથે તે એખલો શું કરે, છતાં બેમલાજે પેલાઓએ અપમાન ચાલુ કીધું, તે એટલા સુધી જે દરવાજા ઉપર લોક લોક ભેગું થયું, અને વીલી પાછલ દોડતો આવી એક બે ધમકા મારી પાછો ઘરમાં જતો રહયો. પેલા બદમાસો સાથે દરવાજા ઉપર ખેંચતાણ ચાલતી હતી તે બીના જોઇ, બે ઘોડાની જોડીની ગાડીમાંથી કોઈ વૃદ્ધ વયનો ઘણોજ આસુદો ગ્રહસ્થ, તદન એક જુવાન વય મીસાલે ગાડીનું બારણું ઉગાડી છલાંગ મારી તુરત

મોનીરની મદદે આવ્યો, અને તેના દમામદાર દેખાવથીજ પેલા૰]
બદમાસો થથરીને નાઠા.

આ વૃધ ગ્રહસ્થે આ આબરૂદાર જુવાનને બચાવ્યો હતો, અને તે જુવાને ખેંચતાણમાં તેના ઘડીઆલના છેડા માહેલી એક લાકીટ છુટી પડી ગુમાવેલી આ વૃધ ગ્રહસ્થે જોઈ ઉંચકી. ઉચકીને આપતા તે ઉપરની બન્ને બાજુની સબીઓ જોવામાં આવી હતી. તે લોકીટ આપ્યા પછી પેલા જુવાન છોકરાને પોતાની સાથે લઇ પોતાના હોટેલમાં ગયો.

એમીલી, પોતાના બાપે જે ફજેતી કીધી હતી તેથી સાફ તેના તરફ અભાવથી જોતી હતી, કારણ કે આવા હલકા ઉપાયો કામે લગાડશે એવી આસા કદિબી રાખી ન હતી. ઘરમાં તેના બાપે ગમે એટલું કીધું પણ એમીલીએ જરાબી કનવાર કીધી નહી. તેણીની એવી દ્રઢતા જોઇ વીલીપરબી અસર થઇ. ગાંડાપણામાં જે તેને કીધું તેનો સહેજ પસતાવો થયો, અને પસતાવા સાથ પોતે શું કીધું, તેનો ખેદ ઉતપન થયો. તેની તબીયેત બીગડી અને કેટલા દીવશ સુધી તેના અંગમાં તાવ રહી જેની એમીલીએ જરાબી કનવાર કીધી નહી.

જેવું રમખાણ થયું હતું તેવીજ સોસન પોતાની મેલે મી૦ ફ્રેન્ક આગળ દોડી ગઇ પણ રસતામાંજ તે મલી ગયો, અને શું બન્યું હતું તે હેવાલ ટુંકમાં કહી સોસન ચાલી ગઇ, પણ મી૦ ફ્રેન્ક ત્યાં જાયે તેટલા બધું પતી ગયેલું જોઇ પાછા ફરતા કોઇ ઓલખાણવાલાએ જે બનાવ બન્યો હતો, તે કહી સંભળાવ્યો, અને તેવનના દીકરાને કોઈ બુડ્ધા ગ્રહસ્થે બચાવ્યો તથા સાથે લઇ ગયો હતો તે જણાવ્યું.

મી૦ ફ્રેન્ક મનમાં સમજયો કે કદાપિ મી૦ માઇકલ વખતે આવી પુગ્યો હોય, અને પોતાની ઓફીસમાં લઇ ગયો હશે. તે તેમ વિચારી ત્યાં પણ ગયો, પણ ઓફીસમાં મી૦ માઇકલ હતોજ નહી તથા મોનીર પણ ત્યાં આવ્યો હતોજ નહી, એમ કલાર્કો તરફથી જાણ્યું ત્યારે હવે મોનીર ઘેર આવશે એમ સધીઆરો માની મી૦ ફ્રેન્ક પણ ઘરે ગયો.

## જુન્ની ચીજને સંઘરવાનો શોખ.

પેલા વૃધ અવસ્થાના માયાળુ ગ્રહસ્થે, વીળીના બંગળા આગળથી મોનીરને છોડવી પોતાની ગાડીમાં બેસાડી પોતે જે હોટેલમાં આસરો લીધો હતો, ત્યાં કોચમેનને ગાડી હાંકવા કહી. આ વૃદ્ધ ગ્રહસ્થ તદનજ કોઇ દુર ગામનો મુશાફર દીસ્તો હતો, અને ખચ્ચીતજ તેની વાત ઉપરથી તેમજ માલમ થતું હતું.

"તમો માયાકુલ મુરબ્બીનો મારી ઉપર ઘણો હેશાન થયો, અને મને વધારે ખરાબ હીણુપસતીમાથી છોડવ્યો, તે માટે હું તો શું પણ માહરા વહાલા પપા મી૦ ફ્રેન્ક તમોને જોશે કે ખરેજ ઉપકાર માન્યા વિના રહેશે નહિ." મોનીરે ઉપકારનો ઉદગાર કાઢતાં કહયું! "મારા નાના મિત્ર! હા હું તમોને મિત્ર તરીકેજ આજથી હવે પીછાણીશ, બેવકુફી કરતા બદમાસોને ખસેદી નાખી નિર્દોષનો બચાવ કીધો તેમા મે આભાર જેવું કશું કીધું નથી' પણ મે આટલુંજ નવું કામ કીધું તે માટે તમો જે હેશાનની લાગણી પ્રગટ કરોછો, તે માટે હું મગરૂર છું કે તમારા માત પિતાએ તમોને અચ્છી તાલીમ આપી છે, તે તમારો ચહેરોજ તમુને સરટીફીકેટ આપે છે, કે તમો સુદ્ધા ગ્રહસ્થ છેઓ, અલબતાં હું કાંઈ તમારી ખાનગી વાત જાણુવા માગતો નથી છતાં, મને જો તમો કંઇબી સોપશો તો માહરી તાકાત પ્રમાણે બજાલાવીશ. સિવાય કે જે કામ મને શોપવામાં આવે, તે તમારી મરજી વિરૂધ નહી કહેતા હોવ!" ધીરજથી પેલા વૃધા ગ્રહસ્થે સમજાવી પુછ્યું.

"તમારા જેવા માયાલુ વૃધ ગતીના આવા ભલા શખશથી કોઇ વાત છુપી રાખવી ગોયા હાથમા આવેલી તકનો લાભ ગુમાવવા જેવું છે, તમોને જોતાજ માહારૂ દીલ તમો માટે માન ધરાવતુ ઉછરેછે, મારી એવી બાબદ કોઇ નથી, જે તમો આ ગામમા નવા પધારેલા

એકાએક પુરી કરી શકશો, કારણુ કે તે એવી બાબદ નથી જેમાં તમારા જેવા ભલા, માહરે ખાતર ફોકટ માથુ આપી સકે" મોનીરે ચિંતાથી જવાબ દીધો.

"ગમે એવા બી કામમાં ભાગ લેવા હું માથુ મારવા જેવુ સમજતો નથી, પણ ખોદાએ જે મારા સ્વભાવની તબીએત પાડી છે, તેમા હું કોઇની લડતમા આખેર ફાવ્યા અગાઉ પહેલા સઘલી વાતથી વાકેફ થઇ નોઘ લઇ પછી વાજબી જયાં હોય ત્યાજ હાથ નાખું છું, યા જેમા માલ જેવું કાંઇ હોતું નથી ત્યાથી, જેવો મદદ માગતા હોય, તેઓને બી હું પાછા વાળું છું" ધીરજથી પેલા વૃધ ગ્રહસ્થે સમજાવ્યું "તમારી રીત ઉપરથી, તથા વાતની ગોઠવણુ ઉપરથી તમો ખરેજ એક અનુભવી કાયદા જાણુનાર કહી સકાવો" મોનીરે કહયું.

"જે માણુસોને ચોકસાઇથી કામ લેવાની ટેવ પડી હોય છે, તેઓનું સઘલું કામ કાયદા સરજ લાગે એમા નવાઇ નથી, જોકે તેમા બીજાને નવાઇ લાગેછે" વૃધ ગ્રહસ્થે જવાબ દીધો.

"તમારી સાથની થોડીજ વાતચીત ઉપરથી હું એમ માનુછુ કે, જે મારામારી થઈ તે એક ભાગ્યશાળી બનાવજ બન્યો છે, કારણુ કે એક ફરેસ્તા સમાનને, મને બચાવવા ઇશ્વરે તમુને વખત સર મોકલાવ્યા છે—" મોનીરે કહયું.

"ઇનસાન જાતના સાદા કામને ફરેસતાઇ રૂપ આપવું એ કઢંગો રેવાજ છે" પેલા વૃધ ગ્રહસ્થે જવાબ દીધો એટલામાં જે હોટેલમા તે ગ્રહસ્થે ઉતારો લીધો હતો, તે આવી પુગતાં બન્ને ઉતરી અંદર ગયા. ત્યાં જરા ચાહ પાની પાછું કરી, બન્ને વાતચીતમાં બેઠા.

"જો તમને અડચણુ નહી હોય તો એક સ્વાલ પુછું તેનો જવાબ મલે તો ઉપકાર" વૃધ ગ્રહસ્થે બોલવું સરૂ કીધું.

"બેલાશક પુછો!" મોનીરે જવાબ દીધો.

"તમારી આ લોકીટ જોઇ, મને તે ઘણીજ પુરાની લાગેછે,

હું હંમેશ પુરાની ચીજો ભેગી કરવાનો અતી શોખ ધરાવુછું, અને તે માટે આ લોકીટ કયાંથી મેલવી તે જો જણાય તો શોધ કરી બીજી એવી મેલવવાની કોશેશ કરૂ—” વૃધ ગ્રહસ્થે સવાલ ચાલુ કર્યો.

“ખરેખર સાહેબ, હું બહુજ દલગીર છું જે તે હું જાણતો નથી, અને લોકીટ પણ એટલી કીમતી નથી—છતા, મારા પિતાએ, તે મને ઘણીજ માયાથી સાચવવા કહેલી છે, અને એની કરામત એકદમ કોઇને માલમ પડે તેવી નથી. એ તો ખેચતાણથી ઉઘડી ગઈ, અને સારૂ થયુ જે તમારી નજર પડી, નહીતો ખચ્ચીતજ તે હું ગુમાવી દેતે” મોનીરે ખુલાશો કીધો.

“અને ખોવાય તો શું થતે!” વૃધ ગ્રહસ્થે આતુરતાઈથી પુછ્યું

“મારા પપાનુ દીલ ઘણુજ દુખાતે, કારણ કે માહે ગોઠવેલી સબીઓ તેઓના ઘણાજ વહાલા સગાંઓની છે, અને તેઓની યાદદાસ્ત જાલવવા તેઓએ મારી પાસે હવાલો આપ્યો છે.” મોનીરે સમજથી ખોલાશો કીધો.

“હુ કાંઇ એ મેલવવા એટલો આતુર નથી, પણ જો તમારા પપા મને એની કસી બાતમી આપે, તો તેવનનો ઉપકાર મારા ઉપર રહેશે.” વૃધ ગ્રહસ્થે જવાબ દીધો.

“હું જરૂર મારા પપાને એ માટે આજેજી કરશ, અને એવી દમ વગરની વાતનો, તમો જેવા આગળ ખોલાશો કરતા હું નહી ધારતો કે પપાને શું વાંધો હોય!” મોનીરે ખુલાશો કીધો.

“હવે તમુને પેલા ઘરમાંથી બેહોરમત કરી બેઆબરૂ કીધા તે માટે તમો કસાં પગલા ભરવા માંગતા નથી! તમારી આબરૂ વહાલી નથી!” પેલા વૃધ ગ્રહસ્થે લગાર મોનીરને ઉસ્કેર્યો.

“મારી એકલાનીજ આબરૂની દરકાર હતે તો ઠીકજ હતું, પણ તેમ કરતા મારી ખરાબી વધુ થતે, જોવો સાહેબ, તમો મારા મુરબ્બી સમાન દેખાવ છો એટલે હું કહેતા આચકી ખાતો નથી, અને મારી ખાતરી થાય છે કે મને સારી સલાહજ મલશે—મહારા

બાપ આજથી ત્રણ માસ અગાઉ એવનને એટલે કે મી૦ વીલીને ત્યાં કારભારી હતા, અને ઘણાંજ વર્ષો થયા મી૦ વીલીના ઘરમા પલોતાઇ ગયલા હતા—હું કોલેજમા ભણતો હતો, અને વારંવાર રજાના દીવશ ઉપર મારા પપા આગળ આવતો હતો, આવતા જતા મી૦ વીલીની વડી દીકરી એમીલી સાથે મને મિત્રાચારી બાઝી ( હયા મોનીર શરમ કરવા લાગો) ટુંકમા એ મીત્રચારીથી ખરો પ્યાર ઉભો થયો, હમો પરસપર લગન માટે બંધાયા. એમ વખત જતો હતો, તેટલા ત્રણ માસ ઉપર મારા પીતાને એક તાર મલ્યો જેની રૂએ હમો લક્ષાપતી થયા, મારી ખુશાલીનો પાર નહી રહયો, કારણકે મારી ગરીબાઇથી હું ધારતો હતો, જે કોઇબી દીવશે મી૦ વીલી મ્હારી ગરીબાઇને લીધે માગણી કબુલ કરશે નહી—તેટલાં અચાનક અમારા મરહુમ ખેસીના મરણથી અમારે ત્યા ઇશ્વરે ધન આપ્યું જેથી મારી ખુશાળીનો વધુ જોશ વધ્યો, ટુકમા મારા પપા તથા અમો ત્યાથી અમારી પોતાની માલીકીના મકાનમાં હસી ખુશી મલી ભેટી રહેવા ગયા. મારા પપાને મેં પાછલથી મહારી મરજી જણાવી. તેઓ મારી મરજી પ્રમાણેમાગુ કરવા ગયા—જયાથી તેમને ઘણોજ તોછડો જવાબ મલ્યો.” મોનીરે હયા દમ ખાધો.

“ એમ તોછડો જવાબ મલવાનુ કાંઈ કારણ હસેની !” વૃધ ગ્રહસ્થે ઘણીજ ઉલટથી પુછ્યું.

“ તે કારણ એ છે જે, મારા બાપ એક વાર મી૦ વીલીના ઘરમા કારભારી તરીકે જાહેર થયેલા અને ઘણા વરસ નિમકહલાલીથી ચાકરી કીધેલી એટલે એવનનુ ખાનદાન નિચુ નિવડયુ.” મોનીરે ખુલાશો કીધો.

“ હા! હવે હું સમજયો !” વૃધ ગ્રહસ્થે વચ્ચે ઉમેરીયુ.

“ મારા પપા ભવીશની કાંઈ સારી સમજાવત ઉપર ભરૂશો રાખી દમ મારી ગયા—થોડા દિવસ ગયા મી૦ માઇકિલ, જેવો અમારા સઘલા કામકાજમાં સલાહકાર છે તેઓની સલાહ લીધી. પછી હુ એકાંતે મલ્યો, જેમાં મારી વહાલી એમીલીથી મેં મારી વીરૂધજ તેણીના

બાપની લાગણી સાભલી, તેણીની સાથે બાપને કાંઈ સવાલ જવાબ કરતા, મારા માટે જે બેઅદબ બોલથી તેણીને દબરાવવા ગયા, તે ઉપરથી રમખાણ જાગ્યું. તેણીએ મને ચેતવણી આપી. એક સહવારે મને દાસી મારફતે બોલાવ્યો, અને હુ તેણીના બોલાવવા પ્રમાણે મલ્યો, મી૦ વીલી ખાસ કેઠે છુપાયલા હોવા જોઇએ, ટુકમા તેવને મારા ઉપર હુમલો કીધો, અને આગમજથી પોતે કાંઈ બનાવી રાખેલા ચોકઠાંથી મને બેઆબરૂ કીધો, જે પછી સઘલુ તમો જાણોછો" મોનીરે ગંભીરાઇથી દમ ખેચ્યો. ઘણો વાર વિચાર કરી પેલા ગ્રહસ્થે પાછુ પુછ્યુ, "ત્યારે મી૦ વીલીને કેટલાં છોકરાં હતાં ?"

"સાહેબ તેવનની બેજ છોકરી છે, તે સિવાય તેવનને કસા ફરજંદ છેજ નહી. પણ સાભલવા પ્રમાણે તેવનને તેવનના ભાઇના પઇસા મલ્યા હતા, જે પઇસાની માલેકી તેવનના એક ભત્રીજાના નાની વયાંમાં થયેલાં મરણથી આવી હતી" મોનીરે સાંભળેલી વાત કહી સભલાવી.

થોડો વાર માથુ નિચુ નાખી પાછુ ઉચકી તેમને પુછ્યુ "મોનીર, આ કામમા હુ જરૂર મદદ આપીશ, પણ તમો ખાતરીથી માનોછો કે, બાપની ખાસીયેત દીકરીમા નથી, કદાચ તમારા પઇસાથી ફસાવતી નહીં હોય ! અરે હું ભુલ્યો. તમારો પ્યાર તો પઇસા મલવા આગમજનો બંધાયો હતો."

"મારી એમીલીની ચાહતેજ મને અત્યાર સુધી ટેકવી રાખ્યો છે, અને તેણીને એકવાર જોશો તો ખાતરી થશે કે એવી બાનું કાંઈ હરદમ સૌને દેખાતી તેમજ મલતી નથી"—મોનીરે તારીફ કીધી.

"વારૂં, મોનીર, હું સઘલો બંદોબસ્ત, વિચારીને કરીશ, પણ મને તું ભુલશે નહી એમ ઉમેદ રાખું છુ" વૃધ્ધ ગ્રહસ્થે અરજ કરી.

"તમારા જેવા માયાળુને ભુલ્યે, ત્યારે તો બસ નગુણાપનનો હાલ સીરપર ખેંચવા સમાન છે." મોનીરે જવાબ દીધો.

હયાં મોનીરને પોતાની ગાડીમાં વિદાય કીધો, તથા આવતી કાલે ઓનીર પોતે પોતાની ગાડી લઇનિ તેવનને લેવા આવશે એમ સલામ

અકરામ કરી મોનીર ગયો.—ગાડીમાં બેસી હંકારવા પછી વીચારવા લાગ્યો કે "અરે હું કેવો મુર્ખો, કે આટલી મમતાલુ વાતચીત છતાં તેઓનું નામ પુછવાનુ બીલકુલ ભુલ્યો ?"

## પણોતા પરોણો.

પેલા હોટેલમાં રહેતા વૃધ ગ્રહસ્થને, નેમેલે વખતે મોનીર લેવા આવ્યો, જે વખતે તેવન કાંઈ પુશકળ કાગલોની વચ્ચે બેસી નોધ લેતા હતા.

મોનીરને જોતાજ આવકાર દેતા, બોલ્યો "મિત્ર મોનીર, માફ કરજો, તમને થોડાક ખોટી કરવા પડશે"!

"કાંઈ નહી, માહરાં મહેરબાન, પણ ગઇ કાલે હુ કેવો મુર્ખ કે તમારૂં નામ વટીક પુછતાં હું ભુલ્યો, અને તમારી મારી તરફની ભલી લાગણીનું વખાણ પુરૂ કરી રહયો, ત્યારે પપાએ બી તેજ સવાલ કીધો અને જવાબ ન મલતા ઠપકો દીવો" હયાં મોનીરે નામ પુછ્યુ.

"માહરૂં નામ સ્તારલીંગ છે, હું દલગીર છું જે તે કહેતા હું કેમ વીસરી ગયો!" દલગીર થઇને પેલા મી૦ સ્તારલીંગે જવાબ દીધો. પછી મોનીર ઓરડાની એક બાજુએ ચિત્રબુક પડેલું હતું, તે ઉઠલાવવા બેઠો, અને થોડાક વખત ગયો, તેટલા મી૦ સ્તારલીંગ તૈયાર થયો, અને બન્ને સાથે હોટેલમાંથી નિકલી ફ્રેન્કનાં મકાને હંકારી ગયા.

મી૦ સ્તારલીંગને ઘણોજ ઉમદા આવકાર મળ્યો, અને ફ્રેન્કની સાલેસાહી જોઈ તેવન પણ અતિ ઘણાંજ ખુશી દેખાયા.

"મી૦ ફ્રેન્ક, તમારૂં નામ ખરેજ ફ્રેન્ક છે, તેવીજ તમારી ખાસીએત પણ ફ્રેન્ક ( એટલે જૉલી ) છે" મી૦ સ્તારલીંગએ વખાણથી કહયું.

"તમો જેવા દુન્યાના ઠરેલ માણસની પહેલી ઓલખ દરમ્યાન મને જે ઉંચ્ચી સરટીફીકેટ મલી છે, તે માટે કેવા યોગ્ય સબદથી જવાબ વાલવો તે મારી કમતાકાત હું સ્વિકારૂં છું" ફ્રેન્કે જવાબ દીધો.

"તમોએ તો એટલોબી જવાબ દીધો પણ માહરૂં તો મોહુજ તમોએ બંધ કીધું" મી૦ સ્તારલીંગ હસીને બોલ્યો.

"મી૦ સ્તારલીંગ, તમોએ મારા દીકરા ઉપરજ શું, પણ આખ્ખા માહરા નાના કુટુંબ ઉપર બહુજ મોટી લાગણીનો ઉપકાર કીધો છે, અને તે માટે તમારા કેવી રીતે ગુણ ગાવા તે હમુને સમજ પડતી નથી, તમોએ માહરા દીકરાની હોરમત ઘણાજ માન સાથ બચાવી છે" ફ્રેન્કે આભાર માનતા જણાવ્યું.

"આટલા નજીવા કારણ ઉપરથી મુજ જેવા બુધ્ધા ખખને, તમારા આવા આલીસાન મકાનમાં મેજબાનીનું માન મળેલું જોઇ, હું તો બદલા ઉપરાંત મને વધારે આભારમાં દબાયલો જોઉં છું" મી૦ સ્તારલીંગે લાગણીથી કહ્યું.

"ચાલો ત્યારે તો આપણે એ આભાર ઉપકારની લાગણીની વાતજ કરવી નહી, પણ તે બનાવથી ઉભી થયેલી આપરી મિત્રતાઈ જીંદગીના છેડા સુધી એવીજ રહે એમ ચાહું છું" મી૦ ફ્રેન્ક બોલ્યા.

"અને તેમાં હું મલતો થાઉં છું" મી૦ સ્તારલીંગે જવાબ દીધો.

"વારૂં, મી૦ સ્તારલીંગ ! તમો હવે હયાંજ રહેશો કે કેમ !!" ફ્રેન્કે સવાલ કીધો.

"જો મને ઠીક લાગશે તો રહીશ, અને નહીતો પછી પાછો મુશાફરીએ ઉપડી જઇશ" મી૦ સ્તારલીંગે જવાબ દીધો.

"તો હમારી એકલી એકજ અરજ છે, જે સ્વીકારી હમોને ખુશી કરશો !" મી૦ ફ્રેન્કે જણાવ્યું.

"અને તે અરજ ?" મી૦ સ્તાલીંગે પુછ્યું.

"અમારી ખાહેશ એજ છે જે, તમો હોટેલમાંથી તમારૂ સઘલું હયાજ મંગાવી લેઓ" મી૦ ફ્રેન્ક સાથે મોનીરે પણ તેવનના ખંભા ઉપર હાથ નાખી ઘણાજ વહાલ સાથે આગ્રહ કીધો.

"તમો બાપ બેટાની આવી માયાલુ મનની લાગણીનો હું

તરછોડ નથી કરતો અને તમોને જેમ ભાવે તેમ કરવા મને વાંધો નથી" મી૦ સ્તારલીંગે તેઓને ખુશી પેદા થાએ તેવો જવાબ દીધો.

માણસોને હોટેલ ઉપર દોડાવ્યા, અને સઘલો સર સામાન માઉન્ટ વિલામા આવ્યો. હોટેલવાલા મેનેજરને પહેલાથીજ એક ઘરખમ રકમ જમા કરવા આપી હતી, તે પણુ ચીઠીમા મી૦ સ્તારલીંગે જણાવ્યું જે બાકીના બેલન્સની જરૂર નથી, પણુતેઓ આવશે ને હિસાબ ચુકતે કરશે.

હયાં બાપ બેટાએ મી૦ સ્તારલીંગને વિલામા સઘલે ઠેકાણે ફેરવી દેખાડયું અને, મી. સ્તારલીંગનો અભીપ્રાય માગવામાં આવ્યો. મી. સ્તારલીંગે જે જે થોડીક સુચના કીધી, તેમા ઘણાજ ફાયદા સમાયલા હતા, સાથે તે માહેથી સારી પેદાયશ થાય ઉપરાંત વિલાની રોનકમા વધારો થાયે અને કેટલાક ગરીબ કુટુંબને નિરવાહ સાથ, મોજ પણુ મળે, ધીમે ધીમે, તેવા સુધારા અમલમા મુકવા ધારવામા આવ્યા. ત્યાર પછી સઘલાઓએ સાથે ખાણુ લીધુ—અને આજે આ ભલો મુસાફર કાઇ સંતોશના દમથી આસુદો દેખાયો, આ મુશાફરના અતિ ઘણા માયાકુલ ચહેરા ઉપર અવારનવાર કાઇ કાલાશ યા કરચલી ચઢતી તુરતજ સમી જતી માલમ પડતી હતી, પણુ વૃદ્ધ અવસ્થાને લીધે શરીરમા કાઇ બેચીની હોય એમ ધારી વજન આપવામા આવ્યુ નહી.

થોડા દિવશની પરોણાગતથી આ વૃધ ગ્રહસ્થ જાણે ઘરના વડીલ માફક જણાવા લાગ્યો, અને તેની હાજરીથી ઘણું જાણવાનું તથા શીખવાનું બન્ને બાપ બેટાને મલતું રહયું, પણુ મોનીરને તો એક ઉત્તમ ગુરૂજી મલ્યો હોય, એમ પ્રિતથી સમજ મલતી ગઇ.

આખરે પેલી લોકીટ કયાંથી મલી હતી તે વાત સાંભલવાનો દિવશ આવ્યો, અને આ પહેલીજ વાર તે વાત હવે વિગતેથી મી૦ ફ્રેન્કે પોતાના દીકરાની હાજરીમાં કરી.

"જ્યારે તમો આ લોકીત તથા તે માહેની સબીઓની વીગત સાભલવા માગો છો, તે તમુને તવારીખ કહેવા આજે માહરી કેટલા

વરસની ચુપકીદી તોડી નાખુ છું, કારણકે તમારી ઉપર મારો પુરતો એતબાર અને ભરૂશો છે" મી૦ ફ્રેન્કે સઢ્ઢ કીધું.

"અગર હજીબી તમુને મારા ઉપર શક આવતો હોય, તો તમારી ફેમીલીની ગુપ્ત વાત સમજવા હું માંગતો નથી" મી૦ સ્તારલીંગે માન સાથ ઉમેર્યું.

"તેવું કાંઇ નથી. લે ચાલો હવે સાભલો! હું અસલ ફ્રાનસનો રહેવાસી હતો, અને જ્યાં હું હમેશ વસવાત કરતો હતો ત્યાંથી આસરે સો માઇલ ઉપર એક મ્યુઝમ તરફ કાંઇ કામ માટે ગયો હતો. મારૂં કામ પુરૂં કરી હું આગગાડીનો વખત થાય ત્યાં સુધી થોડોક વાર ગાલતો હતો તેટલા એક ખુબસૂરત બાળકે હું જ્યાં બેઠો હતો ત્યાં આવી ખેલવા માંડયું. મને બચ્ચા તરફ અસલથીજ પ્રેમ હતો. કારણકે ઘણાક વર્ષો સુધી અમારે ત્યાં બચ્ચાની બક્ષેશજ થઈન હતી. પેલાં બચ્ચાંને માયાથી પાસામાં લીધું, અને કાંઈ ભુલું પડયું હોય, યા તેના માબાપ આજુબાજુ કેઠે હોય, તો શોધ કરી આપી દેવું, એવો વિચાર કીધો, પણ માહરી અજાએબી વચ્ચે, મને તે બાળક વળગી રહયું. અને જાણે પોતાના ઘેર જવાને નહીં માંગતું હોય, એમ મારી કેડે ચઢી તે મ્હારે ગળે વલગી રહયું—મેં ઘણુબી પટાવ્યું," કે મ્મમા આગલ લઇ જાઉં. તારા પાપ આગલ લઈ જાઉં!" પણ બાળક, પોતાની ડોકને ના માટે ફેરવવા લાગ્યું. હું જરા લઇને ચાલ્યો, અને તેમ કરવાથી તે વધુ ખુશી દેખાવા લાગ્યું—અને મને પોતાના બાપ માફક ગળાંમાંથી પકડી ચુમી કરવા લાગ્યું. આવા નિરમળ પ્રેમથી મારી છાતી ઉછલવા માંડી અને હું કસીબી ફીકર વગર મારો પોતાનોજ દીકરો હોય, તેમ ગાડીમાં બેસાડી ત્રેનમાં મારે મકાંને ઉપડી ગયો, જાંણે કોઈ પાછળ આવતું હોય અને જેમ જેમ દુર જવાથી ખુશી થતું હોય, તેમ આ બાળક ઘણુંજ ખુશી થવા લાગ્યું—

હમારે ત્યાં બાળક નહી. એટલે માહરી ધણીઆણીને આ એક

ઉત્તમ આઇતી ભેટ મલી ગઈ. હમે થોડા દીવશ રહીને ત્યાંના પરગનાંમાં એક જાહેર ખબર આપી, પણ કોઈ બચ્ચું લેવા આવ્યું નહીં, અને અમારી બી નજર એજ કે અમારી સાથેજ તે રહે—અને એમજ થયું— તે બાળકને હમારાં જીત્ર કરતાં વધારે જતનથી ઉધારી મોટું કર્યું. એમ ઘણાં વરસ વહી ગયાં. એક દીવશે તે બાળકનો જુનો ડગલો, જે બાળક પહેલાં મલ્યું તે વખતે અંગ પર હતો, તે મારી ધણીઆણીએ માહરા કહેવા વગર વેચવા કાઢયો, પણ વેચતી વખતે તેને સઘલે ઠેકાણેથી દાબી જોયો—અને તેમ દાબતાં, કાંઇ તેણીના હાથમાં લાગ્યું. તરતજ ત્યાંથી ફાડી નાખ્યું, અને પડ ઉખેરતા માંહેથી આ લોકીટ મલી, જે મે ઘણાજ માન અને મમતાથી સાચવી રાખી. ત્યાર પછી અમારે ત્યાં પરવરદેગારે બે બ્રુચીઓનો જન્મ દીધો, અને અમારી ગરીબ હાલતમા પણ સુધારો ચાલવા લાગ્યો, અમો તદ્દન ગરીબ નહતા, પણ સાધારણ સ્થિતીમા હતા. પેલો ડગલો વેચી નાંખવા માટે હું દલગીર થયો, અને પાછો લેવા ગયો, પણ કોઇ બી ઠેકાણે તે હાથ લાગ્યો નહી. જણાવવાને બહુજ ખુશી છુ જે, તે ડગલો મારા હાથમાં, થોડાજ દિવશ ઉપર કોઇની પાસથી જોવામાં આવતા, સાત પૌંડે રાખ્યો છે, (હયા પેલો ડગલો મંગાવી દેખાડવામાં આવ્યો) ત્યાર પછી ત્યાંથી અમોને વેલાયતમાં કુશળ કારભારી માટેની જગ્યાની નેમનુક મલી, અને અમો મી૦ વીલીના ઘરમાં આવી ઘણા વર્ષ રહયા, ત્યાંથી થોડાજ મહીના ઉપર ઈશ્વરે વધુ બક્ષેશ કીધી અને અમો આ હાલતે પુગ્યા છીયે, અને રાત દિવશ શુકર કરયે છીએ જે, હમોએ લીધેલી તે બાળક ઉપરની જતન માટેજ ખોદાએ અમોને આ હાલતમાં લાવી નાખ્યા છે. આ તે પેલી લોકીટનો ખેલાશો છે," એમ ફ્રેન્કે જણાવ્યું.

"પણ ત્યારે પેલુ બાળક કયા ગયું !" મી૦ સ્તારલીંગે ઘણાજ ગુસ્સા સાથ સવાલ કીધો.

આ સવાલ પુછતાં અસાધારણ મોટો અવાજ મી૦ સ્તારલીંગે

વાપડયો હતો, તેથી ફ્રેન્ક સમજ્યો કે આવી નવાઈની કથા સાભળતા તેમને જોશ ઉતપન્ન થયો હતો.

"સાહેબ, તે પણોતો પુત્ર તે આ મારી ગોડમાં છે, તે મોનીર" એમ કહી હરખના આશુ સાથ મોનીરને ગોડમાં લઇ ચુમન કરયુ.

"ત્યારે પપા, તમો શું મારા કુદરતી પિતા નહી ! અને છતા તમોએ મને કેવા લાડ શાડ ઉછેર્યો," એમ કહી ફ્રેન્કને ભેટી પડી રડતી આંખે કોટી કરવા લાગ્યો. ફ્રેન્કે ભારે અચંબામાં પડી રડવું સરૂ કીધું "દીકરા ! મારો પોતાનો દીકરો હોય, તે કરતા તુ મને વધારે વ્હાલો છે, પછી જતન શું ચીજ છે !" ફ્રેન્કે ગડગડતા અવાજે કહયું

હયા પેલા દયાલુ દીલના મી૦ સ્તારલીંગથી બાપ બેટાના અકુદરતી જોડાન છતાં આવા મોટા પ્રેમાલ પ્રિતને જોઇ રડવા વગર રહેવાયુ નહી, અને તેને બી બન્નેને પોતાની ગોડમા લઇ, પોતે બપાવા હોય એમ ચુબન કીધું, અને પ્રેમની દોરી ત્રણમાં એકી વેળા વિંટલાઇ હોય એમ લાગી.

આવા કરૂણારસિક સંજોગ ઉપર કોણના દિલમાં રહેમ આવ્યા વગર રહે ! આ ત્રણે સાથે મલી ઘણાજ સુખી હોય એમ દીસવા લાગા.

હયા વાત ચાલે છે એટલા મી૦ માઇકલની પહેડીમાંથી "ઘણીજ ઉતાવલ" એવા મથાલા સાથે ચીઠી આવી. તે ચીઠી મી૦ ફ્રેન્કના નામ ઉપર હતી તેમાં નરમાશથી, પણ ઘણીજ ઉતાવલે ફ્રેન્કને ઓફીસ ઉપર મલવા માટે જણાવ્યું હતું. તે વાંચી જવાબ વાળ્યો કે "ઘરમાં પરોણા આવેલા હોવાથી તેમ બની શકતું નથી, તેથી ગમે તેવું બી અગત્યનું કામ હોય, તો મી૦ માઇકલ બેલાશક માઉન્ત વિલામાં આવે—!"

આપણે ડીટેકટીવ સાથે માઇકલને વાત કરતા જોઇ આવ્યા. અને હવે, માઇકલ પેલા ડગલા માટેનો ખુલાસો લેવા હયાં આવવા માંગતો હતો, અને તેમજ હતું.

થોડીજ વારમાં મી૦ માઇકલ દોડતો આવ્યો, અને જોયું કે મી૦

સ્તારલીંગની પડોશમાં મી૦ ફ્રેન્ક તથા મોનીર બેઠા હતા. ત્યાં આવી, ફ્રેન્કને, "જરા મને ખાનગી મલો ?" એમ મી૦ માઇકલ કહેવા લાગ્યો.

"મી૦ માઇકલ ! તમો આજે બહુજ થાકેલા લાગો છો, અને સાથે લાગા અસાધારણ ઉતાવલા લાગો છો" ફ્રેન્કે જવાબ દીધો.

"માહરૂં કામ ઘણુંજ ખાનગી છે, અને મને એક ઘડીબી તેમાં થોભાવો એમ નથી" મી૦ માઇકલે ઉતાવલે કહ્યું.

"ભલે ત્યારે હયાંજ બેસો, અને અમારા ત્રણ વચ્ચે કસુબી ખાનગી નથી માટે બોલો ?" એમ ફ્રેન્કે ઠંડો જવાબ દીધો.

"જ્યારે તમો બજીદ થાવો છો, તો હું દલગીર છું, પણ જે કામ માટે હું ખુલાશો માંગવા આવ્યો છું તેમાં હું કોઇનેબી વચ્ચે આવવા દઇશ નહી !" મી૦ માઇકલે ઉસકેરાતમાં કહયું.

"આજે તમારી આવી ગંભીર ચાલ જોઈ હું ખરેજ દુખી છું" ફ્રેન્કે જવાબ દીધો.

"અને જે ખુલાશો હું પુછવા આવ્યો છું, તે માટે હું વર્ષોથી દુખી છું અને તે મેલવવા મને પાતાલમાં જવું પડે તોપણ હું બીહીતો નથી" મી૦ માઇકલે ઘણાજ ઉસકેરાતમાં કહેવાનું ચાલું રાખ્યું.

"પણ તમો શા માટે ઉસકેરાત કરો છો ! તમારૂં જેબી કામ હોય તે બોલી દેઓ !" મી૦ ફ્રેન્કે લગાર ખુશ મીજાજમાં કહયું.

"મહેરબાની કરી કહેશો કે જે ડગલો તમોએ હમણાં સાત પૌંડે વેચાતો લીધો, તે તમોએ કયાંથી મેલવ્યો !" ઘણાજ જોશથી માઇકલે પુછયું

"મારી ખાનગી મીલ્કત માટે આટલી બધી ઉતાવલથી વાત પુછવી, અને તેબી વળી આટલી ગરમીથી!" મી૦ ફ્રેન્કે લગારચીરડાઈ જવાબ દીધો

"કારણ કે તે ડગલામાં મારે ઘણું જોવાનું, જાણવાનું, મેળવવાનું છે" મી૦ માઇકિલ બોલ્યો.

"તો મારે એટલોજ જવાબ આપવાનો છે, જે તે માહરી ખાનગી

વાત છે, અને તેનો જવાબ, હું દલગીર છું જે, તમોને આપવા બંધાયલો નથી" આ જવાબથી માઇકલ ખુબ છેડાયો, અને વાચનાર જોઈ શકે છે, જે તેમ થવાનું કારણ હતું, ડીતેકટીવે સઘલી બાતમી આપી હતી, અને માઇકલ વધુ બાતમી ફ્રેન્કથી જાણવા માગતો હતો, જે બાતમી ઉપર તેવનના દેશાંતન થયેલા ભલા મીત્ર બારલોના હેરીની આખ્ખી વાત લટકેલી હતી.હયાં પેલો ભલો વૃધ ગ્રહસ્થ બધું બેઠો બેઠો ઠંડેથી જોતો હતો. જ્યારે મી૦ માઇકલ ઘણોજ તપી ગયો, ત્યારે વચ્ચે પડયો અને થોડા શબ્દ કહી માઇકલને શાંત પાડયો.

"પણ એવન જો મને બાતમી નહી આપશે, તો મને દલગીરી સાથ એવનને અદાલતમાં ઘસડવા પડશે, અને જેમ કરવાથી મારી એમની સાથની દોસ્તી માટે હું થોભી ગયો હતો, બસ એવન જીદ કરશે તો હું તે દોસ્તીની પરવા રાખીશ નહી" એમ માઇકલે તડ ને ફડ પરખાવ્યું. હયાં મી૦ સ્તારલીંગ ઉઠયો, પોતાના ગજવામાંથી પોકટ બુકનું પાનું કાડી કાંઈ લખ્યું, અને તેની ઘરી વારી મી૦ માઇકલના હાથમાં મુકયું.

એક છુટેલી બેટરીના ઝટકા સમેત મી૦ માઇકલ તે વાંચી ચોકયોને ચુપ રહયો, વાંકો વલ્યો, જરા હસ્યો, અને સઘળાઓને હસી સલામ કરી જાણે કંઇ બન્યુંજ ન હોય, તેમ સીધો ચાલી ગયો.

આટલી કાપલીની શું અસર થઇ ! તે બાપ બેટા વધારે અચરતીમા ચુપ થઇ ગયા. શું ત્યારે આ કોઈ પેલા કહેછે તેમ "મેગનેટીક" પાવર કાગળમાં હતો. પેલાઓ વિસમય પામ્યા, અને કશો ખોલાશો માંગ્યા વિના સઘળા ઉઠયાં, પોત પોતાને ઓરડામાં ગયા. જાણે આ બાપ બેટાઓ કોઈ અજબ ખ્યાલથી, આ વૃધ સ્તારલીંગને માન સહીત વશ થયા હતા. જાણે તેના કામની સામે સવાલ જવાબ કરવા કઢંગુંજ માનતા હતા.

પ્રિય વાચનાર ! આ ભેદી પરોણો પોતાના ઓરડામા ગયો, અને ટેબલ આગળ બેસી એક લબાન લેખ લખી તૈયાર કરયો હતો,

તે ઉપર વધુ કાંઇ ઉમેરી આખ્ખો લેખ વિતાળી એક મોટા કવરમાં બીડી બંધ કીધો, અને મેસર્સ માઇકલની પહેડીનો નામ ઠામ લખી તૈયાર ટેબલ ઉપર મેલ્યો. જ્યારે આ કામ તૈયાર કરી રહયો, અને જ્યારે ડાકું બહાર કાઢયું, ત્યારે તે વૃધ ગ્રહસ્થની આંખો ઘણીજ ભીન્જાયલી તથા સાથે હસવાના હાવ સાથે દેખાઇ—તે શા માટે રડતો હતો, તથા રડતા તેના ઉપર ખુશાલી શા માટે પ્રકાશતી હતી ? તે કાંઈ સહેલાઇથી સમજ ન પડતા તેમને મેલી મારે, પ્રીય વાંચક ! તુંને હવે બીજી બાજુએ લઇ જવાની જરૂર છે અને જયાં પેસ આવશે ત્યા તને પોતાની મેલે રડવાનો, યા હસવાનો ખુલાશો થઇ જશે.



## ડાકટર કાર્લ.

મી૦ વીલીની તબીયેત બીગડી આવી, અને તેવનના દોસ્ત તેમજ ફેમીલી ડાકટર, ડાકટર કાર્લને બોલાવવામા આવ્યો. અલબત કાર્લ બહુજ બાહોશ હતો, અને ઉપાય લેવામાં ચુકયો નહી.

મી૦ વીલીની તાપ વધી હતી, અને વચ્ચે વચ્ચે કાંઈ પસતાવારૂપે બકબકારો કરતો હતો, પણ તે શુ બોલતો હતો, તે કાંઈ સમજી શકાતુ ન હતું જ્યારે તાપ વધવા માંડી, એટલે એમીલી જે પોતાના બાપને, ગયા થોડા દિવસના નાહકેના નાખુશ બનાવથી રૂસઇ હતી, તે પાછી ચાહનાત લાવી તેની સારવાર કરવા દોડી ગઇ, જ્યારે તેણીની જોડયન બહેન ઘરના કામ ઉપર ધ્યાન ધરવા મંડી ગઈ.—

મી૦ વીલીના બિછાણે પડવાથી મીસીસ વીલી તો ઢગલોજ થઈ ગઈ હતી. આવી સાધારણ માંદગીમાં, એમ બિહવાનું કારણ શું હોય તે સમજી શકાતુ નથી.

“મીસ એમીલી, તમુને કહેવાની જરૂર નથી, પણ તમારા પપાની માંદગીની તાવને નરમ કરવાનું કામ જરા મુશકેલ છે, અને તેવણુની

જતનની બહુજ જરૂર છે, અને તે કામ ચોકશાઈથી પુરૂ કરવા તમો તદનજ લાયક છો. માટે તમારે હયાથી ખસવુજ નહી." કાર્લે સમજ આપી.

"તમો જેમ કહેશો તેમ કરીશ, પણ મ્હારા પપાને શકિત કયારે થશે, ડોકટર સાહેબ!" ઘણીજ આતુરતાઇથી એમીલીએ પુછ્યું.

"એમજ જો હાલત ચાલતી રહેશે, તો બે ત્રણ દિવસ પછી એવન સારી હાલતમા આવવા જોઇએ, અને તેમાંથી તાપ વધી તો ઉપાય સખત થઇ પડે એમ છે" ડાકટરે જવાબ દીધો.

"તમારી કાલજી માટે ઉપકાર થયો" એમીલીએ આભાર જણાવ્યો.

"અરે મારી ફરજ છે, યા એમ કહું તો મારી બેવડી ફરજ છે, તથા એમના સારા થવાથી બેવડી ખુશાલી છે, એકતો હું ફેમીલી ડોકટર, અને તમારા લોકનો મિત્ર–બીજું તો એવન સારી હાલતમાં આવે, તેથી એવન સાથ તમો ખુશી થાવો" એમ સમજાવતા સમજાવતાં બાહેર આવ્યો.

મીસીસ વીલી સાથે વાતચીત કરી, હીલડા, દરવાજા સુધી કાર્લ સાથે ગઇ, પણ જતાં હસીને ડાકટરે હીલડાનાં ગાલ ઉપર આગલી મારી કહયું. "ડીયર, તું કાંઈ બીહીતી ના! હું તેને બે ત્રણ દિવસમાં ઓલ રાઇટ કરી નાખશ."હીલડા ખુશી થઇ પાછી ઘરમાં ગઇ, અને ઘરનું કાંમ આતોપવા મંડી. થોડા દિવશ વહી ગયા, સઘલાની ખુશાલી વચ્ચે મી૰ વીલી સારો થયો, પણ ઘરમાંજ ફરવા હરવા શીવાય તેવનને બાહેર જવાનો હુકમ થયો નથી, બલકે ડોકટરે ખાસ હુકમ કીધો નહી–

પોતાની દીકરીની ખંતીલી જતનથી વીલી ઘણો માયા દેખાડવા લાગ્યો અને મમતાથી પુછ્યુ. "શું દીકરી તું માંરૂ કહેલું નહી માને તે છોકરા ઉપરથી તાહરો હાથ નહીં ઉડાવે?"

"બાવાજી, તમારી માંડગીમાં આ સવાલ કરવાનો કાંઇ વખત નથી, જ્યારે તમો તદનજ સારા થશો ત્યારે વાત" એમ કહી એમીલી બાહેર ચાલી ગઈ. એક સાંજે વીલીને બાગમાં બેસાડી, હીલડા ડોકટર કાર્લ

જેવન પડોશમાંજ રહેતા હતા ત્યાં ગઈ, અવાર નવાર ત્યાં જતી હતી, અને તેમ કરવાનું સાધારણ હતું.

ડોકટર કાર્લ પોતાના સહસ્ત્રના ઓરડામાંજ હતા, અને જેવી હીલડાને એખલી જોઇ, કે લાગલું, હાથમાનુ કામ પડતું મેલ્યું-બારીમાં થોડા સોજ્જા ગુલાબ હતા તે હીલડાનાં હાથમાં આપ્યાં.

"હીલડા, તારા બાપ સારા થયા, તેની મુબારકબાદીમાં એ મારી ભેટ છે," ઘણીજ નરમાસની અદાથી કાર્લે કહયું.

હીલડાની છાટી ધડકવા લાગી. અલબત તેણી જાણુતી હતી, કે કાર્લ બન્નેમાંથી એકને ચાહે છે. પણ હીલડાને ખાતરી ન હતી કે તે કોણને ? જો કે પોતે જાણુતી હતી કે કાર્લ જેટલો તેણીને વહાલો છે, તેટલો બલકે બીલકુલ એમીલીને મનથી હતો નહી.

"કેમ ડીયર હીલડા કાંઇ બોલતી નહી !" તેને ધીમેથી હાથ હીલડાના ખાભા ઉપેર નાખતાં પુછયું.

હીલડા કશુ બોલી શકી નહી, તેણીનાં હોથજ ચીપતાઈ ગયા હતા. તેણીના મનનો ઉભરોજ ખરો પડયો હતો, ડાકટર કાર્લે કોઈ દિવશેબી તેણીને લાડકા નામથી બોલાવી નહી હતી. ફકત કાર્લના જવાબમાં તેણીએ ડોકું જરા ઉંચું કરી, આંખ પાછી પ્રેમના અતિ વ્હાલા જોગ સાથે ફુલમાં સમાવી દીધી.

"હીલડા ! માહરી વાહલી હીલડા ! તાહરી આંખે મને ઘેલો કીધો છે, અને ગમે તેમ હોય, પણ મારૂં દીલ તાહરા ઉપરજ ઉતર્યું છે, તું વહાલીની જે મરજી હોય, તે ઉપર માહરી જીંદગીની જોત રહી છે," ઘણાજ પ્રેમનાં મીઠા બાણુ સાથ ચાપલુસી કરવા માંડી "વહાલા કાર્લ" ! આટલાજ શબ્દો મુખમાથી નીકલતા હીલ્ડા ચુપજ બની ગઇ.

પણ એટલા શબ્દો પેલા કાર્લને પોતાની મતલબ બર આવેલી સમજવા માટે પુરતા હતા. તે સબ્દ સાભલતાંજ, હીલ્ડાને ચાંપીને ભેટી

પડયો, અને હદ બાહેર ફીસીસના ભારમા તેણીને ભરી નાખી. (ખરા પ્યારના જોસ કરતા ઝનુની પ્યાર હયા વધારે હતો) પણ નિર્દોષ, અને ઉછાછલી હીલડા, તે જોસને ખરો માની લઇ તેમાં પોતે સામેલ થઇ.આજે હીલડા ડૅાક્ટર કાર્લની નજરે કાંઇ અજબ હુશનમાં ગરકાવ લાગી, અને તેનાં મોઢા ઉપર ચઢી આવેલા થોથરાથી, હીલડા જરાબી ગભરાયા વગર પોતાના સ્વચ્છ પ્યારના બાગના મીઠા ફળમા તેને જેમ ગમે તેમ મૌજ મારતો અટકાવી શકી નહી. કારણ, તે બાગનો હવે તે ખરદનાર માલેક થયો હતો.

આસક અને માસુકને વખત ગાલવા નજીવા સાધણોમા પણ કાંઇ નવાઇ જેવુ લાગે છે, તેમ તે ઓરડામા જે જે હથીયારો, તથા દવાઓ હતી તેની તેણીએ બેમાલમ ફકત વગર સમજે મતલબ પુછવા માંડી, જે કાર્લ ધણીજ પ્યારની રીતી સાથે સમજાવવા લાગ્યો.

પોતાના પ્યારના પમરાતમા પરસેવો થઇ ગઇ, અને ખુશાલીમા જાણે ગલ્લામા ગુંજ આવ્યો હોય એમ ગળુ ચીપતાઇ જેવુ જતુ લાગ્યું. તરતજ પાણી માગ્યુ, અને થોડીવાર થોભી ડાકટર કાર્લ તેણીને પાડોશના ઓરડામા લઇ ગયો, અને એક દીવાન સેતી ઉપર બેસાડી, સરબતનું એક ગલાસ હાથમા આપ્યુ–તે પીધુ, અને પીતાજ તેમા એવો મધરસ ભર્યો હતો, જે છાટે છાંટો પી ગઇ– ( ગરીબ બીચારી હીલડા )

થોડીવાર પછી તે એટલી રમુજમા આવી ગઇ, કે બોલવાની મના નહી, અને વહાલા સાથે ચેડા ઘેલા કાઢવા માંડયા, પણ એમ કરતા તેણીને જાણે ઉંઘ આવતી હોય એમ લાગ્યું. પોતે જવા ઉઠી, પણ આનાકાની સાથે ડાકટર કાર્લે તેને પ્યારના પરપોટારૂપી પીજનમાં એવી લીન કરી નાખી, કે થોડીજ વારમાં તે નિસોસ બની બેભાન કાર્લની ગોડમા દબાઈ પડી ગઇ. તરતજ ડોકટર દરવાજાની બાહેર ગયો, અને કોઇ છે કે નહિ તે ચોકસાઇ કરવા લાગ્યો, પણ કોઇ હતુજ નહી. તે ધડકતી છાટીએ જ્યા હીલડા પડી હતી ત્યા પાછો ગયો,

બારણું અંદર બંધ કીધુજ ન હતુ, કારણ કે કોઇપણબાહેરનુ અંદર આવવા હીમત કરે તેમ ત્યા કાયદોજ નહી હતો.

વાચનાર તાહરી છાટી ધપકે છે, ડાકટરનું આ મતલબી સાવચેતી પગલુ ત્હારી આગલ ખોટુ લાગે છે. તેની, દયાનત સારી નથી, સારવારના ઓઠાં ટલે, તેને શયેતાન્યત સુજ પડી, પણ તેની ફજેતી પુરી થાએ, સત્યાનાસીનો સીલ તેના ઉપર ચોટી જાયે તથા સદાની હીલડાને હીણપસ્તીમા નાખી દે, તે આગમજ કરીમે કારસાજે ત્યા કોઇના ફરેસતાઇ પગલાનો અવાજ સમજતો કીધો, એક બે વાર અવાજ થયો, પણ નિચ કામમા મશગુલ થનાર હોંશીલાં હેવાનના કાન બેહેર મારી ગયા હતા, જ્યારે બાહેરના અવાજ કરનારની ધીરજ ખુટવાથી તે અવાજ કરનાર હવે બેધડક અંદર દાખેલ ગયુ—

"કોણ—એમીલી!" ડાકટરે સમયસુચકતા વાપરી ચીશ પાડી.

"કોણ—મારી હીલડા! એ એમ કેમ"! એમીલીએ હરણફાર થઇ કાર્લને બાજુમા ખસેડી હીલડાનો કબજો લીધો. ઓ દેવતા! તુંજ લાજનો સાજ સાચવનાર છે!

"કાઇ નહી, એમીલી! તુ ગભરા ના. હીલડાએ, ભુલમા હુ બાહેર હતો તેટલાં કાઇ સીસી ઉગાડી સુંઘી હશે, અને બેભાન થવાથી, હુ સારવાર કરતો હતો, તથા તેણીને હવા આપવાની જરૂર જોતો હતો" પેલાએ બચાવનો જવાબ કીધો.

આ સમજથી કદાચ ડાકટરને ગેરઇન્સાફ કરતી હોય, તેમ ચુપ ઉભી, હીલડાને પસવારતી ગઇ,તેટલા ડોકટર કાર્લ બીજા ઓરડામા ગયો, અને તુરતજ આવીને કાઇ દવા લાવી તેણીના જડબામાંથી મોઢામાં મેલી, થોડીક પળમા હીલડા હુશીઆર થઇ. અચાનક એમીલીના ઉચે જોવાથી ડાકટર કાર્લના ચેહેરા ઉપર નજર પડીઃ મનમા સમજી "ઓ ખુદા! આ બધુંશું થઇ જતે!' આ ડાકટર કાર્લનો ચહેરો તેણીએ જોયો હતો કે સયતાનનો!" પણ ચુપકીદી પકડી ચુપજ ઉભી રહી. ધીમેથી

હીલડાએ આંખ ઉગાડી અને પોતાની એમીલીને જોતાજ એકદમ ચીસ પાડી, છાટીમા માથુ દાબી દઇ ડુસક ડુસક રડવા લાગી. તેણીને ઠંડી પાડી, પતાવી, જરા શાન્ત પાડી, અને તેણીનો ચુંઠાયલોપોશાક બરોબર કરી ધીમે ધીમે હીલડાને ઉતારી એમીલી તેણીને ઘર લઇ ગઇ.

"વહાલી એમીલી, આ બનાવની વાત કોઇને કહેતી ના" ! હીલડાએ આજેજી કરી.

"તેમા જો તારૂ ભલુ થતુ હોય તો ઠીક" એમીલીએ ઠપકા રૂપે દીલાસો દીધો.

"આપણે ધીરજથી વાત કરીશુ" હીલડાએ ટુંકમા કહયું.

હવે હયાં એમીલીનું આવવું કેમ થયું, અને ખરેખરજ એમીલીના આવી પુગયાથી પરિણામ જે આવ્યું હતું, તેથી કદાચ જુદીજ જાતનું આવી જતે, પણ ઇનિસાનના ફાવાદાવા ફાવતાંજ નથી. એ પણ નસીબનોજ નાઝ કહેવાય !

આપરે વીલીને બાગમાં બેસાડી હીલડાને ડોકટરને ત્યાં જતી જોઇ. હવે જ્યારે હીલદાનું કામ થોડાકવાર રહીને પાછું પડયુ, અને વીલીએ હાંક મારતાં તેણી મલી નહી-પણ એથી બહુજ ચિરડાઈ ગયો, અને રખે ચીડવાતથી પાછું તેને દુખ થાયે એટલે એમીલીએ તેમને કહયું "જે કદાચ તમારી હકીકતથી વાકેફ કરવા ડોકટર કાર્લ પાસે ગઈ હશે" આ તો એક રાહત આપવાનો બચાવ હતો. પણ પોતે જઇને હીલડાને તેડી લાવે છે એમ કહી એમીલી હીલડાની પાછળ ગઇ હતી. જે પછાનાં બનાવથી આપણે વાકેફ છૈયે.

ડાકટર કાર્લની વરતણુક ઉપર એમીલીને બીલકુલ ભરૂશો આવ્યો નહી. તથા એજ અનુમાન ઉપર આવી કે તેની દયાનત પાધરી હતી નહી, પણ તેને ઠેકાંણે કોણુ લાવે ! બાવાજીની હાલત એવી ખરાબ હતી જેને ઉસકેરાત થાયે નહી-તેમજ સઘલાની સુદી ડાકટરનાં હાથમાંજ હતી.

જ્યારે એકાંટે સાહજે બન્ને બેહનો, બેઠી, ત્યારે હીલડાએ,

એમીલીને સઘળી હકીકત કહી—"પણ વહાલી એમીલી—મે જ્યારે તરસ છીપાવવા પાણી માગ્યુ, અને સરબત જેવુ કાઇ બનાવી મને આપ્યુ ત્યારે તેની તુરતજ મારી ઉપર દેખાડેલી પ્રિતની લાગણી પછી હું તે નહી પીવું એ કેમ બને!"

"તું તો ખરૂજ સમજીને બધું પી ગઇ" એમીલીએ જવાબ દીધો. "પણ એમાં કાંઈ આપરી ભુલ તો ન હોય, એમ કરવાની ડોકટરની મતલબ શી? હું તો તેનીજ થવા કબુલી હતી, બલકે તેના ઉપરજ તો મારો જીવ છે-અને જો એકવાર બની ગયલી વાત પછી તે જોપસતાયે, તોપણ મારો જીવ તો તેની ઉપરજ લાગી રહયો છે" હીલડાએ વાત ચલાવી.

"જેમ ગમે તેમ ધારી લે, બહેન, પણ છેલ્લાં તાહરી આખમાં અંધારા આવી જતાં જે બન્યું તે તું દરસાવે છે, છતાં તે બન્યું તે જાણવા યા સાચવવા પુરેપુરૂં ભાન તને ન રહયું, તેનું અનુમાન શું કરવું! ખરેજ બહેન આપણે માટે ઘણોજ ગુંચવાડો છે" એમીલી વિચારવા બેઠી.

"પણ હવે તેવનનો સાજનો હયા આવવાનો વખત થયો છે, જો તેવનની દયાનત તું ધારે છે તેમજ હોય, તો ફરીને કદાચ ન આવે અને નહી આવે તો પપાનું કેમ?" એવી ચીંતા હીલડા કરવા બેઠી.

"તે તો હયા આવવા વગર રહેશે નહી—એવાઓતો ઘણાંજ પહોચેલ હોય છે, જેવો જેમાં ફસતાં માલમ પડે છે, તેઓ ત્યાંજ વધારે સતમ ભમતા ફરે છે, કે તેઓને સાભળવાની તક મલે જે તેઓ માટે મત કેવું બાધવામાં આવ્યું છે! મારી ખાતરી છે તે જરૂરજ આવશે" એમીલીએ જવાબ દીધો.

"પણ વહાલી એમીલી તું તેઓને કશોબી અનકો કરતી ના? એમાં મારૂજ ખોટું થાયછે કારણકે મ્હારો ચાહ સઘલો તેનામાંજ ભર્યો છે" હીલડા આટલુ છતાં પતાવવા બેઠી.

"મારી વહાલી બહેનને ખાતેર હુ કસુ નહી કરવા કબુલાત

આપુ છું, પણ જ્યાં જ્યાં તાહરી હોરમતનો સવાલ આવશે, ત્યાં એવા સેકડો ડૅાકટર કાર્લને તેઓનો અનજામ લાવવા મારૂ બનતું કરીશ" એમીલી ક્રોધે ચઢી.

એટલામાં ડાકટર કાર્લ આવ્યો, અને જાણે કશુજ બન્યુ નહી તેમ સીધ્ધો વીલી પાસે ગયો. તેમની હાલત તપાસી જરા ફરવા હરવા જવા કહયું અને પછી થોડીક સાધારણ વાતચીત કીધી ત્યાંથી રૂખસત લીધી.

જવા આગમજ એમીલી હીલડાને મલ્યો અને તેઓના બાપની સીકનેસ માટે હસી હસી જવાબ દીધો.

હીલડા તેમને વલાવવા ગઈ, અને લગાર પ્રેમ, લગાર ઠપકાથી પુછવા લાગી "મને તમોએ એવુ શુ પાયુ, કાર્લ?"

"તું તો નાદાન છોકરી છે, એ શરબતમાં એવી એક ખુશમીજાજ ઉતપન કરનારી દવા નાખી હતી-પણુ તે ઓવર દોઝ થઈ ગયાથી તુંને બધુ એવું ઘેલુઘેલુ લાગ્યુ—અને તેટલામાં તાહરી બેન આવી લાગી તે સામુ મને નરસ લાગુ–હું તો સુંડી વચ્ચે સોપારી જેવી હાલતમાં આવી ગયો" કાર્લે ઉડાવવાની તાલ સોધી

"ત્યારે જે મને મનમાં ઉતપણ થયુ અને પાછળથી જે કાઇબી અનુભવાયુ તે શું દવાનાં ગુણથી?" હીલડાએ સવાલ ચાલુ રાખ્યો.

"હાજ તો" કાર્લે જવાબ દીધો.

"ખરેખર, ત્યારે તો તમારી હાલત ઘણીજ કઢંગી થઇ ગઈ, અને તે માટે હું માફ માંગુ છું" હીલડાએ માફી ચાહી.

"અરે એમાં માફ શાની! એ તો ડાકટર લોકનો એજ હાલ. કોઇ દિવશે દરદી દીલીરીઅસ થયો હોય, તો ડાકટરને ગાળ ખાવી પડે, માર ખાવો પડે. એ તો અમારી ચાકરીજ એવી અપજશભરી. કેટલી વાર એવી જહેમત કરીએ, અને અંતે ત્યાંથી રૂખસદ લેવી પડે, અને અમારી ખાલી જગ્યા કોઇ નવો સવો લે, તો સામું આઠણું બી ભરે, કે એ તો કેશ બીગડી ગયો." એવી રીતે હીલડાને સમજાવી પતાવી દીધી.

"વાહાલા કાર્લ, ખરેજ તુંને ઘણું હીણું લાગું-મને માફ કરશે કે! બોલની-માફ કરશે કે?" ભોલી હીલડાએ આગ્રહથી જવાબ માંગ્યો ભોલી છોકરી, આખરે પાછી વેચાઇ, કસાઇના હાથમાં સપડાઇ પોતાના નિર્દોસ રૂખસારા તેના સામું ધર્યો, જેનાં ઉપર ફતેહ સાથ ચુંબન દઇ કાર્લ ચાલતો થયો.

જે સમજ પોતાને મલી હતી, તે ભોલીએ એમીલીને કહી સંભલાવી, પણ ડાહી એમીલીને સંતોશ મલ્યો નહી. પણ તેમ શકથી હાલમાં હીલડાનું દુઃખ વધારવા કોશેસ કીધી નહીં. પણ હીલડાના ભલાં ખાતેર, તેણીને સંભાલવાની ઘણીજ જરૂર તેણીએ જોઇ હતી. અને હવે પાછો એવો સપાતો કાર્લના હાથમાં ન આવે, તેની ગુપચુપ દેખરેખ રાખવી એજ ઉપાય પર સબુરી રાખી.

## મી૦ વીલીની મુલાકાતે મી૦ સ્તારલીંગ.

મી૦ વીલી ધીમેથી સારો થયો હતો, તથા હાલમાં ઠીક દેખાતો હતો, જોકે તેનું કુંવત ઘણું કમી થઇ ગયું. એમીલી સાથનું ખટપટનું સેવટ આ હઠીલા બાપે હજી આંણ્યું નહીં હતું, અને મી૦ ફ્રેન્ક તથા મોનીર સામે સેવટના દરવાજા બંધ થયા હતા. એમીલીને પોતે ધારી રાખેલા જવાંન સાથે પરણાવવા ખાસ હુજત ઉપર વાત અટકી હતી. તેવને પોતાના જમાઇ તરીકે ડોકટર કાર્લની ગણતરી કરી રાખી હતી, પણ હજી ડોકટર કાર્લ તરફથી એવી કશી માંગણી થઇજ ન હતી

એવી ઘરની સ્થિતી હતી, તેટલાં આશરે બપોરના ત્રણેકના સુમારે પોતાના ઘરની બાહેર એ ઘોડાની ગાડી ઉભી હોય એમ સાદ ઉપરથી માલમ પડયું. વખતે કદાચ મી૦ ફ્રેન્ક પોતાના દીકરા સાથે સેવટનો ફડચો કરવા તેમાં આવ્યા હોય, તેમ જો હતું તો એમીલીને જરા મનમાં ચિંતા થવા લાગી, પણ તેઓના ધારવા કરતાં, કોઇ જુદોજ નોકર એક કાર્ડ લઇ અંદર આવતા દેખાયો.

મી૰ વીલીને તે કાર્ડ હીલડાએ, જેણી ત્યાંજ બેઠી હતી તેણીએ લઈ જઇ આપ્યો.

મી૰ વીલીએ "મી૰ સ્તારલીંગ" કરી કાર્ડ પર નામ વાંચ્યું"—

"હું તો કાંઇ ઓલખતો નથી, છતાં તેને કાર્ડ લાવનારને જવાબ દીધો કે "જેવન મને મલવા માંગતા હોય તેવનને અંદર મોકલો!"

થોડીજ વારમાં મી૰ સ્તારલીંગ વીલીના ઘરમાં દાખલ થયો. બધાઓ ઓરડો છોડી ચાલી ગયા અને એકલા વીલી સાથે પેલો મી૰ સતારલીંગજ રહયો.

"સાહેબ તમો કોણ છો ? અને મારૂં શું કામ પડયું ? તથા આપને ઓળખવાનું યા પિછાણવાનું મને માન પણ કોઈ દીવશે થયું હોય એમ યાદ નથી." વીલીએ વાત કીધી.

"મી૰ વીલી, તમો મને બીલકુલ ઓળખતા નથી, છતાં તમારૂ નામ વાંચી હું તમુને મલવા આવ્યો છું." મી૰ સ્તારલીંગે જવાબ વાલ્યો.

"ભલે આવ્યા મહેરબાન, તમારૂ શું કામ છે, તે કહો ! અને બનશે તો તે બજાવીશ, કદાપી કાંઈ દેવલના યા સ્કુલના ફંદના નાણાં જમાવ કરનાર તમો હોય, તો તેમાં મારી થોડી ઘણીબી દીલસોજી દેખાડીશ." વીલી બેલ્યો.

"તમો એવા ધાર્મિક લાગણીના પહેલાથીજ માલમ પડેલા જોઈ મને મારૂ કામ આસાન થશે એવી આગાહી થાય છે, પણ તમારે તે વીશે કસી ફીકર કરવી નહી! એવા ફંદ ઉગરાવનાર તરીકે, મેં તકલીફ લીધી બી નથી, તથા તમોને તકલીફ આપવા માગતોજ નથી, મારૂં જે કામ છે, તે જુદાજ પ્રકારનું છે," મી૰ સ્તારલીંગે ખુલાશો કર્યો.

"ત્યારે બેલાશક કહો." વીલીએ જણાવ્યું.

હું હાલમાં મી૰ ફ્રેન્કના, એક પુરા બેટા તરફથી આવ્યો છું." મી૰ સ્તારલીંગે શરૂંઆત કીધી.

"આપણી બુજરોગી તરફ મને પુર માન ઉભરી આવે છે, છતાં મારે કડવું બોલવું પડે છે, જે તેઓ તરફથી કાંઈબી વાત હું સાંભલવા

માગતાજ નથી, અને ખરૂં કહું તો મારૂં દુખ એ નહેસ્ત કામની સરૂઆતથીજ ઉભરી આવ્યું છે માટે ચુપ રહો તો સારૂં." મી૦ વીલીએ જરા માનથી તેમને અટકાવ્યા.

"જ્યારે અનુંભવ આપણને શીખવે છે, ત્યારે અનુંભવનો રૂડો ઉપયોગ કરવા હું તમને ભલામણ કરૂં છું, જે, જે કામની શરૂઆતથી દુખ પેદા થયું, તેનો આખરે અનજામ જો ન્યાયથી લાવીએ, તો આપણું દુખ સુખમાં ફેરવાઈ જાય છે અને આપણા મનને ઘણીજ શાન્તિ થાય છે" મી૦ સ્તારલીંગે સમજ આપી.

"એટલે? તમો શું કહેવા માગો છો?" વીલીએ જરા ગુસ્સામાં જવાબ દીધો.

"હું એટલુંજ કહેવા માંગુ છું, કે જે વાત તમો સમજવા માગતાજ નથી, તેનો અંદાજ તમોએ ન્યાયથી લીધો છે, કે અન્યાયથી! જે હુ ખાસ જાણવા માંગુ છું." મી૦ સ્તારલીંગે સવાલ કીધો.

"માહરી પોતાની મરજી પ્રમાણે કરવામાં હું ન્યાય અને અન્યાયની જરૂર નથી રાખતો" વીલીએ જવાબ દીધો.

"ત્યારેજ તો દુખ વધે છે" મી૦ સ્તારલીંગે તકરાર કીધી.

"પણ જ્યાં માહરી મરજી ન હોય, ત્યાં હું દુખ બી ખમીશ, તેની બીજાને શું પરવા હોય?" મી૦ વીલીએ ચીરડાઈ જવાબ વાલ્યો.

"જ્યાં મરજી અથવા હઠીલાઇ રાજ કરે છે, ત્યાં તે ઉપર કાયડો સર્વોપરી અમલ કરે છે, તે આપ જાણો છો કે?" મી૦ સ્તારલીંગે સવાલ કીધો.

"તેવા કાયદાની મને જરૂરજ નથી." મી૦ વીલીએ જવાબ દીધો.

"પણ તેવાં કાયડાથી બીજાને નુંકસાનને બદલે ફાયદો થતો હોય, તો તેઓ શું ઉપાય ન લે?" મી૦ સ્તારલીંગે જવાબ દીધો.

"તો ઉપાય લેવાના હતા તો હીયાં શા માટે ફેરો ખાધો!" મી૦ વીલીએ જવાબ દીધો.

"જ્યાં સુધી એવા સંસારી ઝગડાનો નિકાલ ઘર મેલે થાયે, ત્યાં સુધી ફોકટ પૈસાની બરબાદી સાથે લોક જોવું કરવું ઠીક નથી. તે માટે હું આવ્યો છું." મી૦ સ્તારલીંગે સમજાવ્યું.

"ત્યારે શું તમે એમ કહેવા માંગો છો, કે મારી છોકરી એવા હલકા માણસને આપી દેવી!" મી૦ વીલીએ સવાલ કીધો.

"મેં એમ કહયુંજ નથી, પણ બીજો હલકો છે, એમ માન્ય કરાવવા સુધ્ધ સાબેતી ક્યાં છે?" મી. સ્તારલીંગે સવાલ કીધો.

"શું એ મોનીરનો બાપ મારો નોકર નહીં હતો?" વીલીએ જવાબ દીધો.

"પેટનો ખાડો પુરવા કોઇ ધનાઢ્યને ત્યાં ચાકરી કરવી, તેમાં હલકાઇ બીલકુલ સમાયેલી નથી. કેટલી વાર નિચ કાવતરાં કરી શેઠો, હરાંમ, લુની હરાંમ પૈસો મેલવે છે, અને બાહેરના બપકા સપકા ઉપરથી મોટા કહેવાય છે, તે બાતેનમાં જેવો નિચ છે, તે કરતાં જાહેર હલાલ મહેનત કરનાર બાવરચી, મારા મનથી વધારે ઉંચ કહેવાય." મી. સ્તારલીંગે સમજ આપી.

"તમારી દલીલ મને જોઇતી નથી, અને તમને વચ્ચે માથું મારવાની કાંઈ સત્તા નથી. માટે મારે મારી મરજીમાં આવે એમ કરીશ." મી૦ વીલી બોલ્યો.

"હું ધારાનો હીમાયતી છું, અને મને ઘણી મોટી ફી ખરચી ખાસ રોકવામાં આવ્યો છે, પણ કોર્ટમાં પૈસાની બરબાદી થાયે તે અટકાવવા આ છેલ્લું પગલું ભર્યું છે. જેમાં બન્નેને સારૂં જ છે." મી. સ્તારલીંગે સમજ આપી.

"પણ માહરા ઘરમા વગર રજાએ આવ્યો, અને મેં એને હડધુત કરી કાઢયો, એમાં માહરાં કુટુંબનુ રક્ષણ કીધુ, તેથી કાયદો મને શું કરનાર છે! તથા એવા હલકા માણસને મારી છોકરી કદી આપીસ નહી. તેમ કરતા મને કોણ અટકાવનાર છે?" વીલીએ મકકમતાઇથી કહયું.

"તમે દીકરીના પિતાજી થયા, એટલે તમને શું માંથે શિંગડાં છે, કે તેણીની મરજી ઉપરાંત તમારે તેણીને બીજે ઠેકાંણે પરણાવવી? એ શું અહેવાન્યતપણું નથી!" મી૦ સ્તારલીંગે ભાર મેલી પુછ્યું.

"બચ્ચાંનું ભવિસ્ય જોનાર, તેના માબાપજ હોય છે, અને તેમના ભવિસ્યના સુખમાં પ્રથમથીજ કોઇ નાદાન, તથા ગેરસલુખાઇ યા, આ ગ્રહસ્થપણું દેખાડતું હોય, તો તે માટે શાવચેતી રાખવાનું પણ તેમનુંજ કાંમ છે." વીલીએ ટાહુકો પુર્યો.

"ત્યારે તમો શું હીમ્મતથી કહોછો જે તમો એક સુધ્ધા ગ્રહસ્થ છો! અને તમારાં બચ્ચાં જેવાંજ, બીજાના બચ્ચાને ગણ્યા છે!" મી૦ સ્તારલીંગ અચબુચ આ સવાલ કર્યો.

"એટલે?" વીલીએ અચરત થઇ પુછ્યુ.

"એટલે, એમ કે, તમારી છાતીપર હાથ મુકી આ સામે બાઇબલ પડેલુ હાથમા પકડી, કહો કે તમારી જીંદગીમા તમોએ એવુ કશુંજ કીધુ નથી, જે તમોને ગ્રહસ્થાઇ ખેતાબથી ખસેડવામા નહી આવે!" મી૦ સ્તારલીંગે સવાલ કીધો.

"સાહેબ, તમો મને ઘણુ અપમાનથી બોલો છો, અને તમારી ઝઇફી તરફ જોતા હુ ઘણો સખત થતો નથી, માટે વાત કરો તો ભલે, પણ સંભાલથી બોલો!" મી૦ વીલી બબાલ્યો.

"ગ્રહસ્થ તે છે, જે પોતે જો બીજા માટે ભુલ કરી હોય, તો ભુલ સુધારી માફ માગે, અને જો હુ તમોને અપમાન કરતો સાબેત થયો, તો હુ કહો તેવી માફી આપવા તેયાર છુ" મી૦ સ્તારલીંગે કહ્યુ.

"જો એવુજ પિંજણ મને સંભલાવવા આવ્યા હોવ, તો તમારેથી થાયે તે કરો! મને કસી પંચાત નથી" મી૦ વીલીએ ટુંકમા પતાવવા માંગ્યુ.

"એવો તોછડો જવાબ, તેજ અગ્રહસ્થાઇપણાની ટીપ રજુ કરે છે. હું પંચાતી કરવા માગતોજ નથી, હું તો એટલુંજ કહેવા માંગુ

છુ જે તમારી પુત્રીના લગનની બહાલી આપો, તો બધી પંચાતીનો નિવેડો આવશે–" મી સ્તારલીંગે ધીમેથી સમજાવત સરૂ કીધી.

"એ કામ કદિ બનશે નહી" વીલીએ પરખાવી દીધુ "માહરો જીવ જશે ત્યા સુધી હું અતકાવીશ."

"તમારા જીવની તમે કદિ પરવા કીધી નથી, પણ મતલબની પરવા કીધી છે. તેમ કદિ કીધી હતે તો આજે તમો જુદાજ ગ્રહસ્થ બનવા પામતે!" મી૦ સ્તારલીંગ ભરમમા બોલ્યો.

"શેઠ, તમો ઘણુ અપમાન કરોછો. બસ મુંગા મુંગા હયાથી ચાલી જાવ, નહી તો!"—એટલુ બોલતા મી૦ વીલી અચકી પડયો.

"તમો મને મોનીર માફક ધકકા મરાવી કાઢવા માંગશો, પણ તે સઘલા તમારા નિચ સાધનોને પુગી વળવા સઘલી સામીગ્રીથી હું સજ થઇ આવ્યો છુ, અને તમો મને ધકકા મરાવી બહાર કાઢવા હોકમ કરો, તે આગમચે હુ કાયદાથી, આ ઘરમાંથી તમોને સદાના બહાર કાઢી મુકવા જેટલી સત્તા ધરાવુ છુ" એવી દ્રઢતાથી તથા એવા ધરખમ ભારથી સ્તારલીંગ બોલ્યો કે જેથી મી૦ વીલી ડરી ગયો. થોડીવાર થોભી વીલી હસી પડયો અને બોલ્યો "અરે હવે મને સમજ પડે છે જે આપ કોઇ દીવાનસાળામાથી છુટી આવેલા ગ્રહસ્થ છો."

"વરસોથી કીધેલા હલકા કામના બોજાથી તમારૂ માથુ એટલુ ખરાબ થયુ છે, કે સાચ્ચુ કરવા લાયક હવે તમારામા કશુ રહયુજ નથી. તેથીજ તમુને સારૂ શુ છે, તે શુજ પડતુ નથી" મી૦ સ્તારલીંગે જરા દમથી સરૂઆત કરી.

"શેઠ, હવે જરા ખુલાશાથી બોલો, તમો શુ કહેવા માંગો છો તે સમજમા આવતુ નથી!" મી૦ વીલી જરા થંડો પડી ગયો.

"જ્યારે સમજ આપવા માંગુ છુ, તમારૂ સારૂ કરવા માંગુ છુ, ત્યારે તો આપ નિચ અને ઉંચનીજ વાત કરો છો?" મી૦ સ્તારલીંગે જવાબ દીધો.

"બોલો! શુ કહો છો" વીલીએ જરા થંડો પડી પુછયું.

"એક ઉંચ માણુસને ગમે તેવા સવાલ પુછવામાં આવે, તો ખરા હોય તેજ આપે છે અને તમે જો ખરેખરાજ ઉચ માણુસ હોવ તો, સાચ્ચુ કહો, સાહેબ, કે તમારો એક ભાઇનો દીકરો હેરી તમુને સોપવામાં આવ્યો હતો, તે કયાં છે!" મી. સ્તારલીંગે અચબુચ સવાલ કીધો.

આ સવાલથી મી. વીલી થથરી ગયો, અને ગુંચવાઇ જવાબ દીધો "હેરી તો આજ વર્ષોનો મરી ગયો."

"તમારી નજરે તમોએ મરતો દીઠો હતો!" મી. સ્તારલીંગે સવાલ ચાલુ રાખયો.

"તેનો પત્તો નહીજ મલવાથી, આખેર તેમ ધારવુંજ પડયું" વીલીએ જવાબ દીધો.

"ધારવુજ પડયું, કે તમોએ ચાર દિવસ પછી સફેદ ડગલો પાણીમા બીજવી, તે તલાવમા પડી દુબી ગયો, એમ ચોકહુ કીધુ હતું!" મી. સ્તારલીંગે ઉતાવલથી સવાલ કીધો.

"આ સવાલથી વીલી લડરીઓ, દગમગયો, અને લે લે, ટં ટ થઇ ગયો. મેંમેંમેં ચોકડહુ કીકીકીધું?" જવાબમા તદન તોતરો ઓબરો બની ગયો.

"હેરી વીશે તમોએ પોલીશને ખબર આપી હતી, જે "ભુલો પડયો યા ખોહવાયો હશે." શુ તમો શોગંદ પર કહો છો જે હેરી ભુલો પડયો યા તેને જાણી જોઇ ભુલ ખવાડવામાં આવી?" મી. સ્તારલીંગે મજબુત સવાલો કરવા માંડયા.

હયા વીલીને તાપ ચઢવા લાગી. તેની ગઇ ગુજરી જીંદગી સાથે કાઇ બંધ બેસ્તા ફટકા લાગવા માંડયા "સસસસસાહેબ તતતતતમો કોઓણ છો" વીલી લાઇલાજ થઇ ધ્રુજવા લાગ્યો.

"હુ કોણુ છુ તે સાથે કાઇને કામ નથી, પણુ તુ શયેતાન છે કે માણુસ, તેજ શોધવાનું માહરૂ કામ છો અને તે હું શોધીશ." મી. સ્તારલીંગ ખુબ ચીઢ ઉપર ચઢયો.

થોડોકવાર થોભી પાછો બોલ્યો "જે ડગલો પહેરાવીને વીલીને લઈ ગયો હતો, તે ડગલો સફેદજ હતો એમ તાહરી ખાતરી છે !" મી. સતારલીંગે સવાલની હારપર હાર લંબાવી.

"હુ તે ખાતરીથી કહી શકતો નથી" વીલીએ લુલો બચાવ કીધો.

"જુઠઠા, લુચ્ચા, ચોર, તું જાણે છે, છતા તે જાણતો નથી એમ સરીયામ નામક્કર જવાની કોશેશ કરે છે પણ અદાલતમાં તાહરૂં ચાલશે નહી. તું ગમે એવોબી શુધ્ધ ગ્રહસ્થ પુરવાર કરવા માંગેછે, તે ખાલી પોગળ છે. જુઠઠા, તુને ત્હારા ભાઇએ, જે વિશ્વાસમાં લીધો હતો, તેની રૂપીઆની પાઈ માત્રબી ભરૂસાને તુ પાત્ર નીવડયો નહી, અને તાહરી રખડતી હાલતમાં આતલી ભલાઈ કીધી, તેની તુંને જરાબી શરમ રહી નહી-છતાં તું બીજાને અગ્રહસ્થાઇનો એલકાબ આપતો શરમાતો લજવાતો નથી ?" મી. સતારલીંગે તેને ખુબ ખોખરો કરવા માંડયો તથા તે ખુબ તપી ગયો. અને જરાં શાંત પડી પાછો બોલવા લાગ્યો "જે ઘડીથી તુંએ હેરીની ગવરનેસને રજા આપી, તે ઘડીથી, હેરીને દુર કરવાનો માર્ગ તાહરી આંખમાં એખત્યાર કીધો. આટલી બધી દોલત છતાં ને બચ્ચાંનો, તું દગાખોરે જરાબી ખ્યાલ નહી કીધો, અને તેને મારી નાખવાની, જ્યારે ત્હારી હીમ્મત નહી ચાલી, ત્યારે તેને બદલ તેને રખડતો કરી નાખ્યો, અને જરાબી આંખમાં શરમથી ખ્યાલ નહી કીધો, કે જે ભાઇ તુને આટલા દોલત બક્ષી ગયો, તેનો એકપુરો મા વગરનો પુત્ર કયા રવડશે ! કયાં રજળશે ! કયાં પળાશે, કયાં કોઇને હાથ પડશે !" આટલુ બોલતા મી. સ્તારલીંગ થાકી ગયો.

"સાહેબ, તમો કોણ છંઓ, અને વધારે મને ના રીબાવો! હું હાથ જોડી તમારી પાસે માગી લઉછું, કે તમો જેમ કહો તેમ કરવા કબુલાત આપું છુ" વીલી ધ્રુજીને કરગરી પડયો.

"મી. માઇકલની પહેડીએ તમારાથી છુપી રીતે એક બાહોશ ડીટેકટીવ રોકયો હતો. અને જેને સઘલી બાતમી સોધી છે, તથા તમારો

ભત્રીજો હેરી કોણુના, હાથમાં આવ્યો હતો, તે ધણીને સોધ્યો છે. તેવનની સઘલી વિગત, તથા બીજા મલેલા અચાનક મુદ્દાથી, બાકીનું સઘલું મેં શોધ્યું છે, બલકે તે કીરતારે મને સાચ્ચો રસતો દેખાડયો અનેતમોએ હલકી ચાલ ચલાવી, બદમાસો પાસે ધકકા મુકી કરાવી ઘરમાંથી જે સખસને કાઢી મેલાવ્યો, તેને તેઓ સાથે ખેચતાણ કરતાં મેં જોયો. તેના ઘડીઆળમાં ભેરવેલી છુટી પડેલી લોકીત જમીન પરથી મારા દીઠામાં ન આવી હોત, તો કામ હજી મુશકેલ થાત, પણ તે લોકીત મારા જોવામાં આવ્યાથી, મી. ફ્રેન્ક સાથના સમાગમથી મને કરીમે કાર સાજે, સઘલુ અજવાલુ પાડયું છે " મી. સ્તારલીંગે હજી ગુસ્સાથીજ ચાલુ રાખ્યું

" ત્યારે તમો શું એમ કહોછો કે મોનીર, તેજ હેરી છે ! " વીલીએ ભારે અજાયેબી સાત હેરત રહી પુછ્યું.

" અલબત, મોનીર કોઈજ નહી, પણ તમારો ભત્રીજો હેરી છે અને ફ્રેન્કે તેને દીકરો કરી રાખ્યો હતો, તમે તે ગુમ થયો, એમ ખાલી બુમ ઉડાવી હતી, જ્યારે તેના ગુમ થવાની ખોટી વાત સાથે ડુબી જઈ મુવો, તેવી વધારે ખોટી ખબર જાહેર કરી, તેની આખ્ખી દોલત તમે પચાવી બેઠા ! " મી. સ્તારલીંગ બોલ્યા.

" ઓ ખોદા, મારા કમઅકલ વિચારથી ઉભા કીધેલાં પગલાથી આજે મને બચાવ્યો, તમો ગમે તે હોવ, પણ હું કસમ લઈ કહું છું, કે તે એવકુફી ભરેલાં પગલાનાં ભારે, છાટીના ભાર માહેથી છુટવા, હું રાત દિવસ તલપતો રહયો છું, અને તે સઘળો બદલો વાલી આપવા હવે હું તૈયાર છું, અને તે સઘલાના બદલા તરીકે તૈયાર છું હું તે ભત્રીજાને, મારો જમાઈ વટીક કરવા " વીલીએ ફોકેફોક રડીને કહયું.

"જ્યારે તમારાં દીલમાં આવો પસચ્યાતાપ ઉભો થયો છે, ત્યારે હું સખત બનતો નથી. તારી આ વલનથી હું તને માફ કરછું. આવ વિલી, મારી ગોદમાં " ! મી. સ્તારલીંગે હાથ લંબાવ્યો.

" કોણ ! તમે કોણ ! " વીલી દબાઈ ગયો.

" હું બારલો, " મી. સ્તારલીંગ બોલ્યો.

"ઓ મારા વહાલા ભાઈ બારલો "આવ, મને ભેટ " ! વીલીએ ખુબ ચાંપ્યો વહાલા ભાઈ! ખુદાએ મને અજબ પાઠ સિખાડ્યો, આજેજ અને આ પળેજ મારી છાતીમાં જે દુખારો ચાલુ હતો, તે નિકળતો જણાય છે. ભાઈ, મને માફ કરશે કે ! વહાલા બારલો ! આજના જેવો વ્હાલો તું મને કદી લાગ્યો હતોજ નહીં."

"માહરા ખરા અંતકરણથી તુંને માફ કરું છું ભાઇ વીલી" બારલોએ જવાબ દીધો.

"ફોજદારી શિક્ષા કરતાં, મહારાં અંતકરણનો કરડાત મ્હારાથી નહી ખમાયો બારલો" મી. વીલી ભીજાયલી આંખે બોલ્યો.

હયાં આ ભેદી પરોણો કોણ હતો, તે વાંચનાર તુંએ જાણ્યું–તે કોઈજ નહી પણ આપણો ભલો, અને ઇજતદાર બારલો બેરીસટર હતો, જ્યારે તે બે ઘોડાની ગાડીમાં વીલીનાં મકાન તરફ હંકારી આવતો હતો, ત્યારે ફક્ત પોતાનાં વહાલા ભાઇને ભેટવાજ આતુરતાઇથી આવતો હતો, અને જે ઘરની બાહેર વીલી મેનસન નામની તખતી મારી હતી, ત્યાં ગાડી થોભાવતા તેને જે મારામારી પોતે જોઇ તથા લોકીત પડેલી ઉંચકી જોયું કે તેમાં શુ તોફાન છે, તે પેહલાં જાણવાની ખાહેશ રાખી. ઉંચકતાં તે લોકીટમાં પોતાની તેમજ વહાલી ધણીઆણીની છબીઓ દીઠી–આ બાહોશ નર પોતાની છાતીપર મજબુત કાબુ રાખી તે વખ્તે શાંત રહયો. કારણકે, આવી લોકીટ પહેરનાર જવાન, વીલી મેનસનના, વીલીથીજ આ મરતબે બેઇજ્જત થાય, તે માટે કાંઈ ભરમ જાણવા આતુર રહયો, અને બંગલામાં યાને વીલી મેનસનમાં જવાને બદલે, મોનીરને સાથે હોટેલમાં લઈ ગયો. જયાં પેશપેશ વીગત એકઠી કરેલી આપણે જાણી છે. ફ્રેન્કનાં બંગલામાં, મી. માઇકલને કાપલી ઉપર પોતાનું નામ આપી ચુપ રહેવા કહયું

હતું. હા, વાંચનાર, મી. બારલોને તેનો દોસ્ત માઇકલ બીલકુલ ઓલખી શકયો નહિ, કારણકે તેના દેખાવમાં ઘણોજ ફેરફાર થયો હતો, તથા ખુશાલ વધારેલી દાઢીથી તે ઓર દીપક લાગતો હતો! જેમજેમ તે વધુ ખબર જાણતો ગયો તેમતેમ પોતાના ભાઇની દયાનતપર પાણી ફરેલુ જોયું-અને સાવચેતીથી કામ લેવા ધાર્યું અને તેમ અંતે સઘલુ પાર પાડયું હતું. વીલીની ખુશાલી વધી અને ખુશાલીમાં પોતાની દીકરીઓ તેમજ ધણીઆણીને હાક મારી બોલાવી "વહાલી એમીલી તથા હીલડા-મલો આ તમારા વહાલા કાકાજી બારલોને!" વીલીએ ભેટ કરાવી.

આ બન્ને બેનોએ કાકાજીની હયાતી આજેજ જાણી, છતાં પોતાના પીતાએ જ્યારે સગાઈ પરખાવી તેવીજ વહેલી તેમના હાથમાં દોડી ગઈ. કાકાએ બન્નેની ખરા પ્યારથી ભેટ લીધી. પોતાની ભોજાઇને ઘણાંજ વહાલથી સેકન્દ કરી તેણીના કપાલ ઉપર ચુંબન કર્યું.

આ મેલાપમાં જોકે એક પળ ગઈ હતી છતાં જાણે કાકા બારલો કાંઇકિ દર્ષોથી ઓલખતા હોય, તેમ બન્ને ભત્રીજીઓ હલીમલી ગઈ. એવું કાકાનું વીર હતું.

એમીલીને જોતા બારલો ખરેજ હરખાઈ ગયો, અને તેણીનેજ ખાતર, પોતાના બાલક હેરી (હાલના મોનીરને) ખાતેરજ સઘલુ વીસરી ગયો. એમીલીનાં સાલેસાઇના તેવને મનમાં બહુજ વખાણુ ગાયા.

હવે જે મી. બારલોને હજી કામ પુરૂં કરવાનું હતું તે એજ કે મોનીર (હવેથી હેરી નામથી ઓલખાતા પુત્ર ઉપર) કાગજ લખાવવાનું હતું. જે લખી તયાર કરાવી મી. મોનીર ઉપર રવાના કરાવ્યુ અને તુરતજ બાપ દીકરાને તેડુ મોકલાવ્યું જે નીચે મુજબ હતું:-

"મારા વહાલા મોનીર, તથા વહાલા મિત્ર ફ્રેન્ક.

જત આ મળવેથી તમો તુરતજ આવજો। હું હમણા જરા નરમ તબીઅતમાં છેઉ, જેથી તમારી માફી ચાહવા ત્યાંવેર આવવાની મને

શકિત નથી, છતાં હું ધારૂં છું કે, તમે મારાથી થયેલી બેઅદબી માફ કરશો, તમારા મોનીરને મારી એમીલી મુબારક છે, આજે અચાનક માહરા ઘરે મારો નાનો ભાઈ પધારયો છે અને તે કદાપી પાછો બહારગામ ઉપડી જાયે, તે માટે જલદી આવો. તથા તમારા પ્રતિનિધી તરફથી પણ તમારી ઘણીજ વખાણ થઈ છે, અને તમારે માટે મને ઘણુંજ ઉચ મત બેસાડવામાં આવ્યું છે—

તેવન મી૦ સ્તારલીંગ છે, જેવન પણ આતુરતાઈથી તમારી વાર જોતાં બેટી છે, મારી એમીલીને વધારે તરસાવતી નહી રાખશે, એમ મોનીરને માહરૂં કહેવું છે, તમો વહાલાઓને મલતા જેટલી વિલંબ લાગશે, તેટલી માહરી ધીરજ રહેતી નથી, માટે મારતી ગાડીમાં આવજો, તથા આજે રાતે હથાં સાથે મેજબાની લેશું તે કબુલ રાખજો!

લા૦ તમારો સુખનો ચાહનાર,

**વીલી.**

આ મલવેથી જરૂર પધારવું. હું વાર જોઉંછું.

લા૦ સ્તારલીંગ.

આ ચીઠી સોસન પાસ મોકલાવવામાં આવી, પણ બારેલોને યાદ પડતા, તેણીને ગાડીમાંજ રવાના કીધી અને ગાડીમાંજ તેઓને જલદી લાવવા ઉતાવલ કીધી. કાકા બારલો તરતજ પલોતાઇ ગયો, ઘરનાં સઘલાં ભાગો તેને અજાણ્યા ન હતા, પણ તે જ્યારે પોતાની પરણેતર પ્રીયાનાં દેવાનખાનામાં આવ્યો, થોભીઓ અને ત્યાં થોભીઓ તેટલાં તેની આંખમાં પણી ધાઈ આવ્યાં. વહાલી ભત્રીજી એમીલીથી આ સોસાઇ સખાયું નહી, તેણી તરતનીજ ટુંક વીગતથી વાકેફ હતી, જેથી તેણીએ કાકાજીની છાતી ઉપર પડી દીલાસો દીધો.

આ ભલા બારલોએ, પોતાને આટલાબી પાછા મલેલા સુખ માટે સુકર કીધાં, અને ત્યાંથી પાછો હોલમાં જાય છે કે, તેને ફ્રેન્ક અને મોનીરને દીઠા.

“ ક્યાં છે તમારા ભાઇ ?” મી વીલીને ફ્રેન્કે પુછયું.

"કોણ ભાઇ! કયાનો ભાઇ! તમો હયાં શું કામ આવ્યા!" વીલીએ કરદા સ્વભાવે પુછ્યું.

"એટલે! તમે શું કેહવા માંગો છો! મી. વીલી!" ફ્રેન્કે ગુસ્સાથી પુછ્યું.

"હું એમ કહેવા માંગુછું કે, તમોને હયાં કોણે બોલાવ્યા!" વીલી બોલ્યો.

"તમે, અમારી ઉપર ચીઠી લખી મોકલી, તેથી અમો આવ્યા" ફ્રેન્કે જવાબ દીધો.

"મેં કદી ચીઠી લખી નથી" વીલીએ દમથી કહયું.

"અમો તો તેમજ માનતે, પણ ચીઠી ઉપર સાથે અમારા મીત્ર મી. સ્ટારલીંગની નોંધ હતી. કેમ ખરૂં કે નહી!" ફ્રેન્કે મી. સ્ટારલીંગ તરફ ફરીને પુછ્યું.

"હું કાંઇ તમારો મીત્ર નથી" સ્ટારલીંગે ઠંડો જવાબ આપ્યો.

"આ તમારો ખરો જવાબ છે, એમ મ્હારા પિતાજી માને, પણ હું તો જરા બી માનતો નથી. આમા કાંઇ ભરમ છે." એમ મોનીર વચ્ચે બોલ્યો.

"ધન્ય છે, મ્હારા નાના મીત્ર! ધન્ય છે!" સ્ટારલીંગે જવાબ દીધો.

"વ્હાલા મોનીર! વ્હાલા ફ્રેન્ક! આવો! આવો! લગાર તમોને ચીડવવા, મ્હારા વ્હાલા મી. સ્ટારલીંગે મ્હને સુચના કરી છે" વીલીએ ખુલાસો કર્યો.

"પણ તમારા ભાઇ કયાં છે?" ફ્રેન્કે પુછ્યું.

"આ રહયા" બારલો તરફ આગલી કરી દેખાડયું.

"આ વળી શું બનાવત છે!" ફ્રેન્ક જરા દગમગયો.

"હા, એજ માહરો ભાઇ" વીલીએ હસી પાછો જવાબ દીધો.

"એવન તો મી૦ સ્તારલીંગ છે" ફ્રેન્ક બોલ્યો.

"નહી, એ સ્તારલીંગ, મી૦ બારલો છે અને માહરો વહાલો નાનો ભાઇ છે" વીલીએ સમજ પાડી.

તેણે પુછ્યું "શું આ ખરૂં છે, મી. સ્તારલીંગ! અરે મી. બારલો!"

"બીરાદરો! હા, તે ખરૂં છે અને આ લોકીત રાખનાર મોનીર તે મારો ગુમ થયલો દીકરો છે" મી. બારલો બોલ્યો.

"કોણ હું!" મોનીર કુદીને ભેટી પડયો.

"હા દીકરા, તું! તુંજ મારો ખોવાયલો હેરી" એમ બોલતાંજ, બાપે દીકરાને ચાંપીને કોટી કીધી. હયા સઘલાની અજાયબી વચ્ચે, એમીલીની ખુશાલીનો પારજ રહયો નહી.

"ત્યારે તો બા આપરે ચોખ્ખા ફસ્યા" ફ્રેન્ક વચ્ચે બોલી ઉઠયો.

"કાંય કાંય ફ્રેન્ક!" બારલોએ જવાબ દીધો.

"કારણકે મોનીર (તમારો હેરી) મારા હાથમાંથી ગયો" ફ્રેન્ક દલગીર થતાં બોલ્યો.

"ના, મારા વાહાલા મિત્ર, ત્હારી તેમ મરજી હશે, તો હું ત્હારે ત્યાં સદાનો મારા બચ્ચા સાથે રહેવશ" બારલોએ તોર સોધી.

"ખચ્ચીત, એ ત્યારે કેવી ખુશાલી ત...રા...રા..."—ફ્રેન્ક ગાવા લાગ્યો અને આજે ખચ્ચીતજ ખુશાલીનો મહીમાંજ હતો—રાતે ખાણું લઈ બાપ બેટા અને ફ્રેન્ક પોતાના માઉન્ટ વીલામાં ગયા.

રાત્રી રળીઆમણી હતી. બારલો બારીમાંથી આકાશનો મહીમા જોતો હતો. તેના સ્વચ્છ અંતકરણ સાથ જાણે કુદરત એકમલતી થતી હતી. પોતે પામેલા સુખ માટે દાદારની પ્રાર્થના કરતો હતો. સઘલો ગુચવાડો તેને ખુલ્લો કીધો હતો યા ખુલ્લો થવામાં પરવરદેગારનો હાથ હતો, પણ એક ગુચવાડો તેને હજી મલ્યો ન હતો. જે લોકીટની વિગત પછી પોતાના ભાઇને ત્યાં જવા આગમચ તેવન માઇકલને ભેટયા હતા, તથા તેવનને સઘલી વાતથી ખુશી કરી, પોતે શું કરવા જાય છે, તેની માહતી આપી, ડીટેકટીવની સઘલી વાતની માહીતી પ્રથમથી મેલવી હતી, જે માહીતીથી તેવને વીલીને

ચથરાવી સઘલુ ખુલ્લુ કરાવ્યું હતું—પણ જે ચીજ તેમની સમજમાં નહી ઉતરી, તે એ હતી જે "લોકીટ ડગલાના પડમાં કોણે મેલી હતી?" તે ત્યાં કેમ આવી હતી? એને જેણે તેમ કીધું હતું, તેનેજ માત્ર બારલો આભારી હતો, અગર નહીંતો આજે હેરી ક્યાં હતે! હવે લોકીટના મેલનારને સોધવાનું હતું. પોતે સબુરી રાખી! વખત તેભી ખોલી આપશે–એવા ખ્યાલના સધિઆરા પર રહયો. પણ એકાંતવાસના આ શાન્ત સમયમાં, ફરી પાછા નવધાર આંશુઓ, આ ભલા બળવાંન ગ્રહસ્થની આંખ્યોમાંથી ખરખર પડવા લાગ્યાં, તેના આ નવા સુખમાં, જે દેખાવો આંખો સામે પ્રગટી નિકલ્યા, તે પોતાની વહાલી ધણીઆણીના કમોતના વખતના ખ્યાલના હતાં! જાંણે આસમાનપર ટાંકેલી નજરો, તેણીનોજ ચિતાર જોતો હોય, તેના ઉંદા ખ્યાલમાં લીન હતો, તેવોજ દીકરો હેરી આવી ભેટયો, બાપની એવી સ્થીતી જોતાં તે સ્તબ્ધ થઇ તેની પડોસમાં દબાઇ ગયો, અને બાપ બેટાના ભેટ સાથ, લગનનું સઘલું હેત ધાઇ આવ્યું, બન્નેના આંખો માંહેથી જલ પ્રવાહનો ધોધ, ચુપચુપ વહેતો ગયો, અને એક બાથમાં લીપટાઇ ગયેલા બાપ બેટા ઉપર જાણે "મીનોઇ માતા"— યાને તેણી ધણીઆણી "કાંઇ ખુશીની અદામા જોતી હોય, એવું બારલો સમજી શાંત રહયો."

## મી. બારલોનો હેવાલ.

વાચનાર જોઇ ગયા છે, કે જ્યારે મી. માઇકલે પોતાના ભલા મિત્ર બારલોના પુત્રની સોધને માટે પોતાના નવા દોસ્ત મી. ફ્રેન્ક સાથે, કેટલી હોજાતોજી કીધી હતી. તેનું તે મિત્રના પુત્રની સોધ માટેનુ ઝેન, ખરેજ ખરા મનનું હતું, અને તે બાતમી શોધી કાઢવાની બીજી તેમની ઉમંગ એ કે, તેમની સાથે જે શખ્સ થગાઇ કરી ગયો, તેને ઘટતે થેકાણે પુગાડવાની પોતાની કાલજીને માટે એમ સખત થવા તેમને કારણ હતું.

એ સઘલુ મી. ફ્રેન્કની હાજરીમા બેઠેલા ( મી. સ્તારલીંગ ) આપણા બારલોએ ઘણીજ ગંભીરાઇથી જોયુ હતુ. અને મિત્ર માઇકલની બારલો માટે કેવી સાચી ઉતસાહની લડત હતી, તે આફરીન સાથે મનમાં જોઇ લીધી. જ્યારે વાત ખુબ રસ ઉપર ચઢવા આવી, ત્યારે આપણે જોઇ ગયા તેમ ( મી. બારલો) મી. સ્તારલીંગે એક કાપલી ઉપર કાંઇ લખી, મી. માઇકલને આપ્યુ હતુ, જે વાચીને મી. માઇકલની ફરેલી વરતણુક પણ આપણે ઊપર જોઇ આવ્યા જેમા લખ્યુ-હતું.

"મ્હારા ભલા મિત્ર માઇકલ !

"પ્રાઇવેત"

તમારા ભલા મિત્ર બારલો તરફથી, હું તમને નમનતાઇ સાથ હુકમ કરૂં છું, જે હાલમાં તમો જાવો હું તમને મલીશ, જે પુત્રની સોધ તમો કરો છો, તે થોડાજ વખતમાં હું તમને દેખાડીશ, હું તમને થોડુકમા મલીશ, હું તમારા મિત્ર બારલો તરફથીજ આવ્યો છું. હાલમાં વધુ ખટપટ, તથા પરપુછ નહી કરશો એજ વિનંતી. લી० સ્તારલીંગ"

આ અક્ષરો, મી. માઇકલની આખ આગલ પડતાંજ, મી. બારલોનાજ દેખાયા, અને પોતાનો હરખ ઘણીજ મુશકેલીએ, તે સમાવી શકયો, બલકે કેમ તેનાથી ખામોશ રહેવાયું તે નવાઇની વાત હતી ?

એ પછી મી. માઇકલને, એક પારસલ પેકેટ ( મી. સ્તારલીંગ) હાલના મી. બારલોથી રવાના કરવામા આવ્યુ હતુ જે મળ્યુ.

"વહાલા માઇકલ,

મારૂ ખરૂ નામ જાહેર એ માટે નહી કીધું જે તુ હરખથી ઉછલી જાય ! તથા મને નહીં ઓળખી શકયો, એબી ગનીમત ! તેજ આધાર ઉપર સહેજ વખત માટે મે જરા થગાઇ કીધી છે તે માફ કરજે, પણ મને બીજા કામ પુરતા ફતેહમંદ કરવા માટે હજી જાહેરાતની જરૂર નથી.

( આ સબદ વાંચતાં માઇકલ ખુરસીમાં હરખથી ઉછલી પડયો.)

જે પુત્રની તુ શોધ કરી રહયો છે, જે માટે તાહરી આટલી બધી કાળજી છે, તે માટે મારા ખરા અંતકરણથી તુને દુવા ચાહુછું. તે પુત્ર મે સોધ્યો છે, અને મેલવ્યો છે, પણ તેને મારા તરીકે જાહેર કરવા અગાઉ, મને મારા ભાઇની ખબર મેળવવી છે, જે માટે હું ધારૂ છું કે, તમે ડીટકટીવ રોકયો છે, અને તેના તરફથી જે બાતમી તમોએ મેલવી છે, તે ભેગી કરવા હું હવે પછી ખાનગીજ મલી જવશ.

લા૦ તાહરો બારલો."

ઉપલી ચીઠી, તે પેકેત મી. બારલોએ રવાના કીધું હતું તે માટે હતી.

"આ સાથે બીજુ લાંબુ પત્ર તુને ઘણું અજવાલુ આપશે, જે તું તાહરી નિરાંતે વાંચજે, કારણ કે તે સાથ હાલના વખતને સંબંધ નથી."

પ્રિય માઇકિલ !

"જેવો મને એકાંત જગ્યા ઉપર પુરવામાં આવ્યો, કે ત્યાં મને સઘલાં સંતોષ સાથે, મારો વખત પસાર કરવાનું ઘણું આપવામાં આવ્યું હતું, મારા હાથમાં પચાસ માણસોને આપ્યા હતા, જેઓમાં કેટલાકો ઘણાજ કેટલાકો કાંઈ થોડુક ભણેલા હઠીલા, એવા પંચભેલી હતા. મારી સદાની ખંતીલી ચાલે, મને ત્યાં પણ યારી આપી. પહેલાંથીજ મેં તેમનો ચાહ ખેંચવા યત્ન કીધો. જે ખાવાનું તે લોકોને આપવામાં આવતું હતું, અને મારે માટે બીજું પકાવવામાં આવતું હતું, તે રૂધી મેં બદલી. અલબત જે મને ભાવે તેમ કરવા મને અંકુશ હતોજ નહીં. પણ હું મનમાં એમજ માની લેતો હતો, જે આ પચાસ માણસનું ભવીષ ફેરવવા કાજેજ, જાણે મને રોકવામાં આવ્યો હતો. માહરી ઉપલી રૂધીથી તેઓ એવા ખુશી થઇ ગયા, કે મને તુરતજ ચાહવા શિખ્યા. તેઓના મંડ કઠોર જીગરમાં ચાહેનાતનો ઉછાલો સરૂ થતાંજ, મ્હારા યોગ્ય કહેવા ઉપર લક્ષ આપવા લાગ્યા. કારણકે હું ખરેજ જાણુતો હતો, કે ક્રોધ, ક્રોધથી કદિ નહી મટે, પણ

ફક્ત પ્યાર અને માયા મમતાથીજ, ક્રોધ અને કિનો આપણે જડ મુળથીજ ઉખેડી શકીયે! અને આસતે આસતે તેમજ થયું. જેને જેને ગમતું હતું, તે કામ તેઓ લાયેકનું શોધી, તેઓને ગમતું કામ હું સોંપતાં શિખ્યો, બલકે શિખાડવા લાગ્યો. ઇશ્વરે મને જે કામ આપ્યું હતું, તે આ વખતે બહુંજ કામ લાગ્યું–કેટલાકને બાગબાની, કેટલાકને સુઠાર કળા, કેટલાકને વાંચન વાંચવાનો શોખ હતો, તેઓને તેઓના કામ પછી વાંચનમાં શિક્ષણ દેખાડતો હતો. એવા ન્યમીત કામ ચાલવાની તબીયેત ઉપરથી, તેઓને તેમ કરવાની ખાસીએત થઇ ગઇ, અને થોડાજ અઠવાડીઆમાં, તેઓના કસાયલાં અંગ સાથ, આસુદગી વધી, અઇઆસી નહાસવા લાગી. તેઓ દુન્યામાં જરાબી એકલા પડી ગયા છે, એમ સમજવા ન લાગ્યા, જોકે, જેમ જેમ તેઓની સ્થિતી સુધરતી ગઇ, જેમ જેમ તેઓને કામ મળતું ગયું, તેમ દુન્યામાં માણુસ જાત, શાને માટે જન્મ્યું તેની કાંઇ સહેજ ભાન આવતી ગઇ, અને તેઓએ ઉતાવલે કીધેલી ભુલથી પસતાઇ નેક રાહપર ચાલવા મનન કર્યું. જેઓ કામ કરવા, પહેલા હઠીલાહતા, તેઓને મેં કશું કહયુંજ નહી, પણુ જ્યારે હલકામાં હલકું કામ કરતાં મને તેઓએ જોયો, અને તે સાથે મ્હારા, તે માટેના સંતોશનો તોલ કરતાં શીખ્યા, કે પોતાની મેલે તેઓએ પોતાની રીતી છોડી, મારી સાથ ઘણાજ વહાલથી ભેલાવવા લાગ્યા.

આસતે આસતે, તેઓના ઉપયોગથી ઉપજતી વધુ પેદાશને બચાવવાની મેં યોજના ઘડી, અને તેઓની ચાલ ચલગતની સારી સરટીફીકેટ સત્તા ધારીઓને મલતી રહી. જાણે કે મને ખાસ એવોના વડાનોજ ઓધ્ધો આપ્યો હોય, તેમજ ત્યાં હતું. અમારી મહેનતથી જે આવક વધતી હતી, તેથી અમો આસપાસ કામનો વિસ્તાર વધારવાજ લાગ્યા, અને થોડા વખતમાં મને બીજાઓ ઘણાકોને સોંપયા, જેઓ પણ પેલાઓ સાથે ભેગા થઇ, સંપમાં વધારો થવાથી હલીમલી ચાલવા

લાગ્યા. માહોમાહે નાના કુતુંબ પણ હતા, અને ધણીજ સંભાલથી તેઓના બાળકોનેને શિક્ષણ અપાતું હતું. જોકે જે છોકરાંઓ ત્યાં જનમતા હતા, તેઓને, જરાબી એમ ખ્યાલ આપવામાં ન આવતો હતો, જે તેઓના માબાપો દુન્યાના બીજા ભાગમા જવાને અશકત હતા, યાને તેઓને ખરેજ દુર રાખવામાં આવ્યા હતા. તેને બદલે, જ્યા તેઓ રહેતા, તથા ઉછલતા હતા, ત્યાજ તેઓને એક નાની દુન્યાનોજ ખ્યાલ થાય એવુ શિક્ષણ મલતું હતું. ટુકમા ઉદ્યોગ મલતો ગયો, અને ત્યાજ પોતાની જીદગી સુધી સુખજ છે એમ હવે માનવા લાગ્યા. અરે! જેઓ ખોટુ કામ કરી કાયદાની ચુગાલમા આવેછે, તથા તેઓએ જે અપરાધ કીધો હોય તેની શિક્ષા દેવામા આવતી હતી, તે બધાને બદલે, તેઓને બાળકપણુથીજ સારી રવેશે ઉછેરવામા આવ્યા હોત, તો ખરેજ તેઓ આબરૂદાર શહેરી થઇ શકત. પણ તાલીમ લેવાના વખતમાજ, તેઓની વાતાવરણુ બહુજ માઠી હોવાથી, આ હાલતે પુગે છે, દરેક બાળકની પ્રથમ કેલવણીમાંજ જરૂરી બંદોબસ્ત થવો જોઇએ છે. જે રૂડી સમજ તેઓમા આવ્યા પછી, ગમે તેમ હોય છતા તેઓ જ્યારે સુખ સમજતા થયા, એટલે કે બુરાઇથી દુર રહી હલીમલી ચાલવા લાગ્યા, અને એકમેકને મદદ કરી સુખ લેવા લાગ્યા, તેજ દેખાડી આપે છે કે, "વાચાવાલું ઇનસાન, જ્ઞાન અને તેનો ઉપદેશ મેલવવાથી, ખરેજ ગુણવંત અને ભલુજ નિવડતું થાય છે."

એવાજ કામમા મારી જીદગી ચાલવા માંડી, અને મને તેમા આનંદ મળતો ગયો, પણ વાર વેળાએ એકજ વિચાર જે મનમાં આવતો હતો, તે મારા હેરી માટેજ હતો. (પ્રીય વાંચનાર! જોઇ લો! જેનો પિતા, બીજાના ભલામાં મથ્યો હતો, તેનો પોતાનોજ દીકરો સંજોગને આધારે વિખુટો પડયો, પણ કેવા ભલા માણુસને હાથ પડયો, અને સુખી નીવડયો.)

હું જાણુતો હતો કે હેરી સુખમાંજ રહયો હશે, પણ તેમ

માનવાને માહરૂ અંટકરણ મને અટકાવ કાં કરતું હતું, તે સમજ મને પડી નહી, જ્યારે આજે તે ભેદ ખુલી ગયો છે, ત્યારેજ માલમ પડે છે, કે જ્યાં સાચ્ચી પ્રીતી હોય છે, ત્યા બેમાલમ કોઇ એવી કડી આપણુને જડે છે, કે તુરતજ આપણા હૈડા ઉપર કસા આચકા આવે છે, જે આચકા આપણી ટુંકી દ્રષ્ટીને લીધે, આપણે જાણી શકતા નથી, પણ એ વાત ખરી છે, જે અસલના પુર્વ તરફના યોગીઓ બીજાથી ઘણે દુર હોવા છતાં, લાગણી દરશાવી શકયા હતા. મારા દીલમાં કરાર લાગનો ન હતો, જો કે આજે હુ જાણુ છુ કે, તે સુખી હતો, છતા તેના ખરા હીસ્સાથી તેને દુર કરવામાં આવ્યો હતો,

હવે ગમે તેમ વખત ગયો, અને યાદ કરવામાં માલ નથી। કારણકે આજે હુ શુખી થયો છુ, કે ખુદાએ મને માહરો હેરી પાછે આપ્યો છે, અને એક ભલા માણુસના હાથમા પડવાથી અચ્છી તાલીમ લઈ પળાયો છે.

જ્યારે મને ત્યા વરસપર વરસો વહી ગયા, પછી મને ત્યાજ નવુજ લાગ્યુ, ગોયા નવા સમાગમમાં હું જુનો થતો ગયો, પણ જુના ગાંઠથી હુ સુનો ન હતો. હયાં મલવા આવવાની એક માસ અગાઉ, હુ રાખેતા પ્રમાણે કામમાં ફેરફાર જોતો હતો, તેટલામા માહરા મકાનમાં કોઈ આવ્યુ છે, તે મલવા માગે છે એમ બોલાવવામાં આવ્યો. ત્યા હુ ગયો, અને માહરી ખુરશી ઉપર એક વૃધ્ધ ગ્રહસ્થને મેં બેઠેલો દીઠો.

તેવને જેવુ ડોકું ઉંચુ કર્યું, કે હું હરખભર સલામ અકરામ કરવા પડયો, કારણકે તે કોઇજ નહી પણ મારો પુરાનો દોસ્ત કમીશનર હતો.

મારો ખુશનુમાં દેખાવ જોઇ તે ઘણોજ ખુશી થયો, અને અમારા વચ્ચે નીચે પ્રમાણે વાત ચાલી.

"મારા ભલા મી. બારલો, જે માન આજ દીને તમુને એનાએત કરવામાં આવ્યુ છે, તે માટે હુ મુબારકબાદી આપુ છુ, અને તેમ કરવા

માટે મારી નેમનુક કીધી, તેથી હું ખુશી છું પણ હુ ખરેખર તમને જોઇ ધણોજ ખુશી છુ. જે પરવરદેગારે તમારી નુરાની કેવી આલા બનાવી છે—જે ખરેજ તમારા પવિત્ર ભિત્તરનો ખુલ્લો અવાજ છે." કમીશનર બોલ્યો.

"હુ પણ તમુને જોઇ ભારે આભારમાં છુ, અને સરકાર માતાએ મારી આટલા લાંબે વખતે દાદ લીધી, તે લાંબી મુદત, મારે મનથી એક દિવસ જેવી છે, કારણ કે જ્યા શંકા દુર થઇ છે, ત્યા સચાઇએ જગ્યા લીધી, અને વરસો સુધીના ખરા યા ખોટા કલંક ટલી જઇ, એક પળમા સચાઇ પ્રગટી, એમ તેઓની ખાતરી થવાથી હુ મારૂ દુખ ભુલું છુ, અલબત, તે સરકાર માતા ઉપર, મારો પુર વિસવાસ હતો, અને છે. જેનો ઇન્સાફ અદલ છે, પછી ભલે થોડો વખત એવો ભેદ ભરમ ખમવો પડે, પણ હવે મને જણાવશો કે મારી ઉપર શો આરોપ હતો!" મી. બારલોએ પુછયું.

"તમારા ઉપર અંગત દ્વેષને લીધે, કોઈ લુચ્ચાઓના કાવતરાને આધીન થવા સીવાય, બીજુ કશુ હતુજ નહી, પણ મરતી વખતની તેઓની જુબાની ઉપરથી માલમ પડયું કે તમો નિર્દોષ હતા, ફકત અદેખાઇના ભોગ હતા, એમ મરતી વખતે એકે કબુલ કર્યું—હવે સૌ સારૂ તેનુ સેવટ સારૂ, માટે તમો તેયારી કરો, કારણકે મારે તમને સાથે લઇ જવાના છે. બીજુ એ કહેવાનુ છે, જે આપણા ઉપર એક સંસ્થાન અર્પણ કરવામાં આવ્યુ છે, જેથી તમારો આગલો અવેજ વલી રહેશે!" કમીશનરે ખુલાશો કીધો.

આ ઉપરાંત બીજી ધણી વાતો છે, તે ભલા મિત્ર માઇકલ આપણે જ્યારે સાથે મળશુ ત્યારે કરીશું. અને બનશે તો તે ઉપરથી એક કીસ્સાદાર પુશતક બનાવશુ. આ ઉપરાંત ત્યાં એક ધણીજ કરૂણારૂપ બીના બની હતી, જે માટે હું ધણોજ દિલગીર છું. જે નિચે મુજબ છે. જેનું આ સાથ જુદુ પત્ર છે.

પ્રિય માઇકલ !

જે જગ્યા ઉપર મ્હને રાખવામાં આવ્યો હતો, તે માટેનો મ્હે તુને સાર ઉપર સમજાવ્યો, અને જે ખાસ, બનાવ ત્યાં બની ગયો, તે માટે ખરેજ મ્હારી જીંદગીમાં મ્હને દુખ થયા કરશે. કારણ કે હું તે માહેથી એવું સમજ્યો છું, કે આપણે ખાતેર, આપણા બદનને ખાતેર પણ, કેટલાકો નાહકના દુખી થાય છે. જો કે તેમા આપણો વાંક નથી, છતાં પણ બીજાઓ દુખી થાય, તે માટે પણ મ્હને સંતાપ જેવુંજ લાગે છે. ત્યાંના સઘળા વસતા મ્હારા સાથીઓ માહે, એક ભર ઉમ્મરના પુરૂષની જુવાન ઓરત હતી. જે પુરૂષને મ્હારી આગળ આવજાવ કરવા માટે ખાસ રોકાન હતું, અને તે માટે કોઇ કોઇ વેળા, તેની જુવાન બાયડીને મ્હારા સમાગમમા આવવા પણ જોગવાઇ થતી હતી. થોડાજ વખતમા, તેણીની મ્હારી તરફ લાગણી વધી, મ્હારી એકલી અવસ્થાની દયા ખાતી હોય, તેમ મ્હારી ખીદમતમાં પોતાની ખાસ ખંત વધારવા લાગી. પણ અફસોસ, તેણીની મ્હારી તરફની ભક્તિરૂપ સેવાએ, મ્હારી તરફના અજબ જાતના "મેવા" ની આશા રાખી હતી. મ્હારી સીધ્ધી વલનમા, કોઇ પણ રીતે તેણીએ આડકત્રી આસ જોઇ નહી, ત્યારે અને ત્યારેજ ધીરજ ખોહી દઇ, પોતાની પ્રીતિ જાહેર કરી દીધી.

મે તે બાઇને ઘણીજ વીણવી, અને પોતાની ઘેલી સમજથી મેં પાછી વાળી. પણ તેમ બન્યુ નહી. મેં મ્હારી નેમ એવી રાખી હતી, જે ધીમે ધીમે તેણીને, હું સમજાવી પટાવી, સુધ્ધ વિચારપર લાવીશ. જેથી મેં તેણીને, તેણીના વાંકને લાયક, સજા ન કરતાં, રેહમી નઝરથી જોઇ સુધારવા ખ્યાલ રાખ્યો, પણ નહી. તેણીનો "એ કહેવાતો પ્યાર હતો, કે વઝલતો જવાળા હતો? તેણીનું સઘળુ ભાન, બસ એકજ પોતાની "જીદ્દ" ઉપર વળગી રહયું હતું. ધીમે ધીમે સુધરવા બદલે તેને મ્હારી ઉપર બળજી કરવા માંડી, અને જેમ હું વધુ નરમાસથી કામ લેતો ગયો, તેમ તેમ તેણીએ ઉમેદ રાખી કે "તેણી જીત ગેલવશે." અરે ઇનસાન જાત આવા હીતની જીતમાંથી શું મેલવતાં હશે? મારી કુટીને પ્રીતમા, બીજાને પીગલાવવા શું સુખ જોતાં હશે? હતુન, ઝેન ને એ ગાંડી ઘેલછા ઉપર, એકજ જીદ પુરી થવાથી તેઓની ઘેલી પ્રીતનો અંગાર શું બુજાઈ જતો હશે? આ સામો વધતો જઈ, તેઓને દુખ આપતો હશે?" હા

પ્રીય માઈકલ તેમજ થયું. એક દીવસે તે એવી બેવકુફ બની ગઈ કે, મ્હારા લાઇબ્રેરી રૂમમા ધસી આવી, મ્હારી મરજી વિરૂધ પોતાની બેહુદી બકબક કરવા સાથે અચતાન્ચત સાદું કરવાજ તે મંડી હતી. તે એટલી હદ સુધી, કે ક્રોધના આવેશમાં આવી, મ્હને ધાક અને ધમકી દેવા લાગી, એટલુંજ નહી પણ પોતાના ગજવામાંથી એક રીવોલવર કાઢી મ્હારી ઉપર ટાંકી. મેં તેણીને ઘણી સમજાવી કે જે જીવને તું ચાહતીજ હતી, તેને મારી નાખવા જેવી હાલત ઉપર તું આવી ગઈ છે, પછી ત્હારો પ્યાર, ખરેખર પ્યાર કેમ કહેવાય!" આ ગાંડીને સેજ વારમાં, ઠેકાણે લાવવા કાંઈ બારે ન હતું, પણ આખેર તેએક બાઈ હતી. મ્હારી કશીબી સમજાવત ચાલી નહી. તેણીએ રીવોલવર ટાંકીને જવાબ માંગ્યો "વહાલા બારલો બોલ! મોત કે પ્યાર"!

"એ બે માહેલું, એક પણ નહી" મેં જવાબ દીધો. તેટલાંજ તેણીએ રીવોલવર ટાંકી, પણ ટાંકવા આગમજ, તેણીએ પ્રથમ કાઇ જોયુ હશે, અને ગભરાતમા, તે છટકી, અને રીવોલવર ખાલી શીલીંગ ઉપર છુટી. તેણી ચીશ પાડી પડી ગઈ. અને પડતાંજ, એક મજબુત કબાતની ધારની અણી તેણીના માથામા વાગતાં, માથું ફાટી લોહી વહયું. હું બધુ ભુલી ગયો અને તેણીને બચાવવા ધસ્યો. પણ ના, તેણી બચી નહિ, પણ છેલ્લી ઘડીએ, મોતના હચકા ખાતી હાલતમાં તેણીએ મ્હારા હાથો ચુમ્યા. પસતાવાથી મારી ચાહી. મેં તેણીને, તે તરતજ આપી શાન્તિ ચાહી. તે પ્યારો જાન, પાક દરગાહમાં ખુશાલ રવાના થયો. તેણીની છેલ્લી શાન્તિ ઉપર નજર કરતા મેં, એમજ વિચાયુ, કે દુન્યાના ફેરામાં, આ તેણીએ કીધેલી ભુલ, હવે છેલ્લીજ વારની હતી, તેણીની શાન્તિ ઉપરથી માલુમ પડયુ કે, તેણી જીંદગીમાં એક મ્હાન દાખલો મેલવી ગઇ હતી. તેણી કેમ ચોંકી તે મ્હને માલમ પડયું, જે વેળા તેણીએ રીવોલવર ટાંકી તે વખતે તેણીએ, પોતાના ભરથારને મ્હારા ઓરડાના બીજાં કબાતોની અતરાફમાં સંતાયલો દીઠો, એક પળમાં, તેણીએ જીંદગીનો ખ્યાલ લઇ લીધો, અને ભાનભુલીએ ગભરાટમાં, શુ અને શું કરી દીધું.

તેણીના ધણીને મેં દીલાસો દીધો અને તેની પાસે, ક્રોધને બદલે તે મરતા જીવ ઉપર, ખફગીને બદલે, દુવા વરસાવવા કહી. તેને; સઘળી વાત સમજી હતી ક્રોધમાં મસ્ત બન્યો હતો, પણ મરણ પાછળ, તેને

શાન્તિ અખત્યાર કરવા, મ્હારી અરજ કામે લાગી. તે શાન્તિ સાથે આખેર તેણીને ભુમીડા કરવામાં આવી.

આ એક મરણથી, મ્હને ઘણુ દુખ લાગેછે, પણ પ્રિય માઇકલ, આપણો કસુર તો નથીજ. પણ ખુદરતના વાંજીંત્રમાં, આ ન બનવાજોગ "સુર" કાય નિકળ્યો ? એવા દાખલા કાં બનતા હશે ? બે જીવો પ્રથમથીજ કાં ન, સુખી સાથી સાથે મલી જતા નથી ? ખુદરતની આ વલન છે, કે ખુદ ઈનસાને એ ઉભી કરી છે, એ ખયાલ કેવળ મુશકેલ છે ! જો આપણીજ વાતા વરણથી આ થતું હોય, તો, ઓ મ્હા બાપ ! આગલ આવતા જમાનામાં શુ થશે, કેમ થશે ?

આ મ્હારી ટુંક કારકીર્દી છે, પણ જે મ્હને ખરેજ સુખ આપે છે, તે "મ્હારી સુરબ્બી સરકાર માતાની વલનથી સુખ મળે છે. મ્હારા ઉપર શુ થયુ તે જણાવવા કરતા, મ્હારા માટે, તે વ્હાલી સરકાર માતાએ શુ કર્યું ? તેજ વિચારથી મ્હારી અખંડ પ્રીતી, તે વ્હાલી માતા માટે વધતીજ જાયછે. મ્હને એવા તો મોટા માન સાથ વધાવ્યો છે, મ્હારી ઉપર એવી તો અસરકારક ચાહયા ઉતપણ કરી છે, કે તે લખવાને મ્હારામાં સામર્થ નથી." રાજ્યની લગામ જેઓ ચલાવે છે, તેઓજ જાણે છે, કે ખરેખર વહીવટ કેવો મુશ્કેલ છે. દરેક પોતાનુજ વિચારે, જ્યારે, તે ભલી સરકાર માટે તો સર્વેનું સુખ જોવાનુ છે અને ઘણી વેળા ઘણી બાતેન એવી હોય છે, કે બ્હારની વાતાવરણમાં, તે જુદીજ દેખાય. જેવો ન્યમ ખુદરતના કાનુનનો છે, જે આપણે સમજી શકતા નથી, તેજ ખુદરત આપણને ધીરે ધીરે શીખવે છે. તેમ "ભલી સરકાર માતાના ભલા ગુણો ધીરજથી જોવાથીજ નજર આવે છે." એમ મ્હારૂં અખંડ માનવું છે.

ચાલ સાહેબજી ! પ્રીય માઇકલ ! મ્હારા દુખના ગગન પર કાંઇક સેતારાઓ ચમકવા લાગ્યા છે, જે માહેથી, એક દુરનો "તારો" ફરી ચમકતો મહને દેખાય છે, અને પોતા તરફથી, મ્હારાથી ન પહોચી શકાય એવી ગતિમાં પણ ખુશી દેખાડે છે. તે "તારો" કોણ ! તે તું પ્યારો મિત્ર જાણે છે. તે મ્હારી વ્હાલી "એમી" !

લા૦ તહારો "બારલો."

હું કેહતાં ભુલ્યો, હુ તો હરખભર ત્યાથી આવ્યો, પણ મારે માટે એક મુશકેલ કામ અગાઉથીજ ઉભુ કરવામાં આવ્યુ હતું, જેબી સઘલુ આ વાચન પુરૂ કરતાજ પારપડયુ હશે–અથવા થશે. પ્રિય માઇકલ! મ્હારી, **માહરી સરકાર માતાની આસ્થા ઉપર કેવી મુશતકીમ હીમાયત હતી,** તે, તુ આજે પાર પડેલી જુવે છે. ઇનસાફ આરસી માફક જરૂરજ પ્રકાશ આપશે, અને **ભલી સરકારના કામમા હરકત ન કરતાં,** અડચા તેમના પગલાને સારૂ માથુ ન કહેતાં, ફકત **તે ઉપર અખંડ વિશવાસનો** કોઇ પણ દીવશે **અવાજ ખરેજ ભલોજ આવશે,** એમજ માનવામાં દરેક **શેહરીઓનું માન છે,** અને તેજ અરમાનથી, **રાજ્ય અને રેયત હરહાલ સુખી અને સંતોષી** રહેવીજ જોઇએ।

મ્હારી તેમજ દરેક જણની ફરજ છે કે, ધર્મ પાળવો! ધર્મની ફરજમાં પહેલું સુખ, પોતાના **રાજય પતિ,** માને **રાજય પિતાને, પુજ્ય માન દેવું. રાજય પિતાને પુજય માન દેવાથીજ ધર્મનો સાચો હેતુ** જળવાય છે. મન ઉંચી પધતી ઉપરજ કેળવાય છે. જે કોઇ પોતાના **ઇશ્વરને રાજી રાખવા** માગતોજ હોય, તેને પ્રથમમાં પોતાના **રાજય પતિની સેવા કરી,** તેમને રાજી રાખવા, કારણ કે **રાજય પતિની** સેવામાંજ, તે માહા બાપને પોહાંચી શકાશે. મ્હારી વફાદારી, મ્હારા રાજય પતિ ઉપરની ફીદાગીરી, જો કોઇએ જોઈ યા સાભલી ન હોય, છતાં, તે અનદીઠી વાતાવર્ણમાં, જ્યાં ત્યાં જડશે, જે વાતાવરણજ મ્હારા સાક્ષીઓ છે, અને, તેવીજ **ફીદાગીરી અને વફાઈથી,** આ તેમના જેબી કાંઇ હોકમ હોય તેને ખુશાલી સાથ માન આપવા તૈયાર છું. **લી. "બારલો."**



## ગવરનેસ.

ઉપલુ પેકેત વાંચી રહયો. અને માઇકલ નવા લોહી અને જોશથી વધારે આસુદો જણાયો. તેટલાં કોઇ બાઇ તેમની ઓફીસનું બારણું

ઉગાડી માહે આવી. તેણીનો એક વારનો સોહામનો દેખાવ હાલે જરા નખાયલો, માઇકલ આગલ આવી ગયલો હતો, ઉમ્મરે પુગેલી તે બાઇ હતી. મી૦ માકઇલ આગળ તેણી ઉભી, માઇકલે તે બાઇને બેસવા કહયું

"તમો મી. માઇકલ મને ઓલખો છો?" પેલી બાઇએ કહયું.

"ના બાઇ, પણ વધારે હું તપાસું છું, તેમ મને કાંઇ યાદ આવે છે, જે આપણે કોઇ ઠેકાણે જોયા હોય" માઇકલે જવાબ દીધો. "હું મી૦ બારલોના એક પુરા બાળકની કમનસીબ ગવરનેસ" તેમ બોલતાં તે બાઇ રડી પડી.

"તમો શું કામ રડો છો, મને સમજ પાડો!" માઇકલે પુછ્યુ.

"મારૂં દુખ ઘણુજ મોટું છે, પણ મારી ગરીબ અવસ્થા હોવાથી તે ટળી નથી શકતું" બાઇએ રડવાનું ચાલું રાખ્યું.

"તમારૂ દુખ ગમે એવું બાં હશે, પણ મી. બારલો તમને દુખી થવા દેશે નહી" મી. માઇકલે જવાબ દીધો.

"કોણ મી૦ બારલો! અરે તેવન જો હતે, તો મને આ સ્થિતીમાં આવવા કારણુજ નહી રહેતે" તે બાઇએ અત્યંત દલગીરી સાથે બોલવાનું ચાલુ રાખ્યું.

"મી. બારલો હમણાં હયાજ છે, અને તમને જરૂરજ મળશે," મી. માઇકલે જણાવ્યું.

"મી. બારલો હયાં! કયાં! ક્યાં! બોલો મી૦ માઇકલ" પેલી બાઇએ અધીરાઇથી પુછ્યું.

"હું તેવનતું તમને સરનામું આપુ છું, પણ તમારા આ હાલ કેમ થઈ ગયા!" મી. માઇકિલે પુછ્યું.

"એ બધું સાંભલનાર માહરો શેઠ અને મુરબ્બી તે બારલો છે, તેવનને હું કહેવશ, અને તેવન હયાં આવ્યાં છે, એજ એક મોજેજો મને લાગે છે, અને મારા દિલમાં અશા ઉછળે છે, જે હવે મ્હારૂ સારૂંજ થશે" પેલી ગવરનેસ અધીરી પડી બોલી.

"હું પણ ચાહું છું જે તમારૂં દુઃખ જલદી મટી જાયે, ખરેજ મી. બારલો પોતાનાં દુખમાં બીજાની જરાબી મદદ માગ્યા વીના, પોતે એકલા તરી નીકલે છે, અને બીજાનાં દુખોમાં હાથ નાંખતાંજ તે પતાવી દેછે. ખોદાએ અજબ શક્તિ એમને બક્ષી છે–" મી. માઇકલે બારલોની વખાણ કીધી.

પેલી બાઈ સરનામું લઇ, મી. બારલોના નવા મકાનમાં ગઇ. તુરતજ ત્યાં તેણીને આવકાર મળ્યો, આ માઉન્ટ વિલાનાં માલેકનો કાયદોજ હતો જે ગરીબ ગુરબાને, ઘણીજ મમતાથી ઘરમાં આવજાવ કરવા દેવાં. જેવી તેણી દરવાજામાંથી બાગમાં ગઈ, કે માણસે તુરત દોડી આવી તેણી કોણને પુછતી હતી, તે જાણી લઇ તે પેગામ પુગાડવાની તાકીદ કીધી. તે તુરતજ થોડીવારમાં પાછો આવ્યો, અને બાઇને સાથે લઈ જઈ એક એલાહેદા ઓરડામાં બેસવા કહયું. તેણી ત્યાં થોભી એટલામાં પાછલનાં બારણામાંથી કોઈ ધીમે કદમે છેક નજદીક આવ્યું, ત્યારે દેખાયું-સામું મો ફેરવી જોતાં મી. બારલો એકદમ હરખથી છલંગ મારી પાસે દોડી આવ્યો, અને બન્ને હાથે તે બાઇનો હાથ પકડી તેને સેકહેન્દ કરી.

"કોણ જરશી! હું ઘણોજ ખુશી થયો છું" મી. બારલો બોલ્યો.

"કોણ મી. બારલો! મારા શેઠ! મારા મુરબ્બી!" એટલું બોલી તે ઝારઝાર રડી પડી.

"કાંય કાંય જરસી! રડેચ શું કામ! ઘણે વરશે મલી તે ખુશીથી!" બારલોએ ધીરજ આપી.

તેણી શાંત પડી. તેણી ખરેજ ખુશી થઇ, અને પોતાના દુખના ગગનપર, મગન પ્રકાશનો સગન જોયો. અને તેટલા માટે હરખ અને દુખ, સાથે ધાઈ આવતાં, તે બાઇ રડી. પછી લંબાન વાતચીત કીધી. અલબત વાત ઘણી થોડીજ કીધી, પણ સાંભલતાં મી. બારલોના ભવા ચઢતાં ઉતરતાં દેખાયાં. પણ તેણીને કબુલાત આપી, જે કબુલાત ઉપર જરસીએ ( હેરીની ગવરનેસે ) સધીઆરો માન્યો.

"હવે જરસી, તું હયાજ રહે, મ્હારા બાળકની દુધ માતા, હુ તુંને કદીબી બીજે ચાકરી કરવા દેવશ નહી" મી. બારલોએ તેણીને સમજાવ્યું.

આ ઉમરાવી શખશનાં, આ ઉમરાવી શબ્દથી તેણીની આખોમાં "તેજ" ધાઈ આવ્યું, અને ઉપકારની આંખોથી જોઇ પાછું રડી પડી. તેણીને એક ઓરડો દેખાડવામાં આવ્યો, અને ભવિસ્યની કસીબી ચિતાં હવે રાખવા મી. બારલોએ તેણીને ના પાડી હતી "હયાંજ તાહરૂં સદાનું ઘર છે, જરશી !" એટલું કહી ત્યાંથી ચાલી ગયો.

પ્રિય વાંચક, આપણો નાયક બારલો શું શું કામ કરતો ગયો-વાહરે તેની ભલાઈ, સાલેસાહી, સચ્ચાઇ, અને અસીલપણું ! જ્યાં સરસવતી દેવી પ્રસંન થઇ, તે સાથે કેટલી બધી બીજી ભલી શક્તિઓ કુરબાન થઈ. બીજાંના સુંખમાંજ પોતાનું સુખ સમજતો હતો, અને બીજાના દુખ ટાળવામાંજ મોજ સમજનારનું, પોતાનું દુખ કેવું પરમાતમાએ સીધ્ધુ ટાળ્યું હતું ! ધન્ય છે એવા નરોને—જ્યાં આવા નરની પેદાશ છે, ત્યાં ઇનિસાફ, માયા, દયા, ઉધ્યોગ હંમેશ હાજર છે-જરસીને ઘરનો કારભાર સોપવામાં આવ્યો, જ્યારે સહાંજે હેરી ઘર તરફ પાછો ફરયો ત્યારે તેને બારલોએ ઓળખાવ્યો, અને તે વેળા જરસીના હરખનો પાર રહયો નહી. હેરીબી તેણીને ઘણુંજ જોસથી ચાહી માન આપવા લાગ્યો અને જનમતાજ જેને સારવાર કીધી તેને માતાસમ વહાલથી વધાવવા લાગ્યો. હયાં મી. બારલોને કાંઇ યાદ આવતાં ઉઠયો, અને જરસીને ઓરડામાં બોલાવી લઇ ગયો.

"વારૂ જરસી ! મને એક કામમાં મદદ કરશે કે !" તેને પુછ્યું.

"તમારા જેવા મુરબ્બીને હું શું મદદ કરીશ ! તે કરતાં બોલો ! મારાથી જે બનશે તે હું કરવા તયાર છું" જરસીએ જવાબ દીધો."

"માહરા હેરી ઉપર શું આફ્ત પડી તે તો તું જાણુતી હશે !" તેને પુછ્યું.

"હા. મને બાતમી આસતે આસતે મલતી ગઇ છે" તેણીએ

જવાબ દીધો "હેરી ગુમ થયો ત્યારથી તે, તે મને મળ્યો તે વખત સુધીમાં જેબી કાંઇ વિગત મને મેળવવાની હતી, તે મેળવી અને મને બધાની સમજ પડી, પણ એકજ વાત મને સમજમાં નથી આવતી તે એજ કે, હેરીના દગલાના પદમાંથી જે લોકીટ મી. ફ્રેન્કને મલી હતી, તે ત્યાં કેમ આવવા પામી!" મી. બારલોએ આતુરતાઇથી તેણી તરફ જોઇ પુછ્યું.

હયાં જરસીએ, જાણે કાંઈ વિચાર કરતી હોય, તેમ માથું નિચું નાખી દીધું અને કશું બોલી નહી. મી. બારલોએ કહયું "જરસી, જો આ બનાવની કાઇબી મને બાતમી મલે, તો તે બાતમી આપનાર તું પોતેજ છે" દગમગતા ચહેરાએ જરસીએ જવાબ દીધો, કે "હું તે વીશે કશું કાંઇ જાંણતી નથી." "તું જાંણેછે, જરસી, પણ કહેતા શરમાયછે" બારલોએ વીણવવા માંડી. "શું તું મને નહીં કહેશે! તાહરી મરજી છે જે એ હેવાલ જાંણવાથી હું અનજાંણુ રહું. અને કમનસીબ રહું! અને જેને તે કામ કીધુછે, તેના બદલામાં હું તેને માટે કશું કરી ન શકું!"

"પણ તે જાંણવાથી તમુંને ફાયદો શું થશે!" જરસીએ પુછ્યું.

"હવે મને ફાયદો જે થવાનો હતો, તે તો થઇ ગયો, અને, જે હાથે તે લોકીત સીવવામાં આવીછે, તે હાથનો હું સદા કાળ આભારી રહેવશ. પણ તે હાથના ગુણ ગાવા મને તક ન મળશે, તે માટે હું દુ:ખી થવશ" મી. બારલોએ ઘણીજ કરગરી હાલતમાં કહયું.

"તમો જ્યારે એમજ કહોછો, જે તમો દુ:ખી થશો, ત્યારે હું તમને કહેવા ખુશી છું. એને તે કામ તમારી તાબેદારથી થયું હતું— જ્યારે તમારા બાઇ વિલીએ મને નોકરી ઉપરથી રજા આપવાની વાત કીધી, ત્યારે જરા મને વહેમ આવ્યો, અને મને જે લાગ્યું તે કીધું." જરસીએ ખુલાશો કીધો.

"જરસી! ખરેજ હું તુંને જીવજાન સુધી આભારી છું. તાહરી રૂડી નેમથીજ હેરીની હસ્તી જળવાઇ, તું એક પગારદાર બાઈ નહી,

પણ મ્હારા પુત્ર માટે ધર્માદા માતા નિવડી. આવી ગરીબાઇમાં ત્હારા આ ભલા ગુણ! એનો બદલો તુને કીરતાર આપશેજ. બાકી આજે હું રડી રહતે–ધન્ય છે જરસી, એના બદલામાં હું જેબી કાંઇ કરૂં તે કદી ભરપે થઇ ન શકશે, છતાં મારી બનતી કોશેશથી, જે વાત, દુઃખી વાત, તાહારી ઉપર બનીછે, તેનો, શોધખોલ કાઢી તને સુખી કરવાની યત્ન કરીશ–તેમાં મને ઇશ્વર સ્હાય આવો!" એમ બારલોએ પ્રાર્થના કરી.

હયાં વળી દુઃખી વાત! તેબી વલી ગવરનેસની! તે શું હશે? હજી તો એકમાંથી આપણે વાર્તાનો પગ બાહેર ખેંચતાં પરવાડીએ છઇએ કે પાછો ગુચવણનો ગાંઠ વધતો જાયછે–એ પણ **"નસીબનોજ નાઝ"** કહેવાય!

## ભાઇ—ભાઇઓ વહેવાઈ.

જેમ કુંભાર માટીને કાળવીને, તેની માહેથી વાસણ બનાવે છે, અને તે તાપમાં તપાવી, વાપડવા જેવો ઘડો, તૈયાર કરે છે, તેમ મનુષ્ય ગમે એવું જનમ્યું હોય, ગમે એવું વિચિત્ર હોય, તે પણ પોતાને મલેલી **વાચા, જ્ઞાન, શિકત અને ધર્મની પ્રેર્ણાથી** પોતાની કરેલી ભુલો, પોતાના દોષો, તેજ **જ્ઞાન, અને ધર્મની પ્રેર્ણાની શકિતથી** સુધારી શકે છે, મટાડી શકે છે. તેજ માફક, વીલીએ જીંદગીમા કરેલી લોબી ભુલ આજે છોડી છે, અને, તેમ છેવટે તેને **મનુષ્ય જાતીના ઉત્તમ ગુણોને યાદ આપતાં ગુણો,** પોતાનાં અંતકરણને દેખાડયા છે. કીધેલા ગુનાહની મોજ તેને મલી, તેને કરેલી બેઅદબી અને શિક્ષાને પાત્ર જેવી ગંભીર ભુલથી, ઉંચી તકલીદી મોજની આશા રાખી હતી, તે મેળવી હતી. પણ તે મોજ કેવી રીતે ભોગવી! રાત અને દીન, પોતાના હૈડાના કરેલા પાપમા ખીન્ન થતી, તે જીદગી, ખરેજ તેને કેમ પસાર કરી હશે! તેના ભીત્તરમાં કેવા આંચકા તથા પાપના

બાંચકા, અને બાકોરા પડયા હશે ! આપણી દ્રષ્ટીએ તે કેવો સુધ્ધો દેખાતો હતો. શકમાં તે હતો, પણ ન્યાયની ચુંગાળમા નહિ આવ્યો, છતાં ભિત્તરના ડંખથી તે રહિત ન હતો. અરે એવું પાપી હૈડુ **પ્રભુના બક્ષેલા નિર્મળ જીવ આગળ શાન્તિ કેમ ભોગવે !** એવું પાપી હૈડું તેની નિર્દોષ બાયડી અને તેને ત્યા અવતરેલા નિર્દોષ બાળકોના સમાગમમાં, હર પળે, આવતા કેમ સ્થિર રહી શકે, કે જે હૈડાએ ખોટી રીતે પૈસો મેળવી લીધો હતો ! તેની સ્થિતિ અલબત ઘરનાઓ માટે સારીજ હતી, પણ પોતાને શાન્તિ કયાં હતી, જે સુખ મેળવે !

આજે વીલી તદનજ પાક થઇ ગયો છે. પોતાને ભાગ્યશાળી સમજે છે, કે, કીરતારે કરમ બક્ષેશ કરી છે કે તે સેહલાઇથી છુટીને છુટકારાના સ્વાશમાં સંગાઓ સાથે શાન્ત છે. એજ પ્રમાણે પસતાવાથી ઈનસાનજાત, પોતાની પેદાયશને, જાનવરોની પેદાયશ કરતા શ્રેષ્ટ પુરવાર કરે છે.અને એ ઉપર સદાનું ઢાકણુવાલી, આપને હવે આગળ વધીશું. જ્યારે સઘળું દીવાની જોત જેવું ખુલ્લું થયું છે, ત્યારેજ બારલો નોધ પોઠીમા ડોકયું કરે છે, આપણે પાને પિસતાલીસમે જે દુટકનો એહવાલ ૩૫ સ્વપનો વાંચી ગયા, તેનો દીવસ હાલ સરખાવી જોયે છે અને તાજુબ થાય છે, કે તેજ તારીખે હેરીને ગુમ કરી, મુવેલો ધારવાની કોશેશનો તે દીવસ હતો—સ્વપ્નાની રંગત, આપણા અંગત વેહવારને યોગ્ય છે પણ ત્યાંથી સમજ, મેળવવી, એ સઘળા માટે આશાન નથી—સ્વપ્નના ભેદો ઉકલાવવા, આપણે શકિતવાન નથી. તેની રચના, અને વિગત માહેથી, આ જાગ્રત દેખાતી ગતિ સાથે સરખામણી કરવા આપણી પાસે, તેવા જ્ઞાનની ખુંટ છે. પણ પાછું યાદ કરીશું, કે એ સઘળાજ, **"નસીબના નાઝ."** છે.

આજે મી. વીલીના ઘરમાં તેમજ ફ્રેન્કના ઘરમાં ખુશાલી ગાજી રહી છે. ઘણે વરશે આ નાના પરાંમાં અચબુચ મેજબાની પ્રગતી નિકલી છે. સૌ કોઈ પુછે છે અને સઉને જવાબ મલે છે, જે થોડા દીવશમાં મી. વીલીની મોટી દીકરી એમીલી, મી. બારલોના દીકરા

હેરી સાથ, સદાના પવિત્ર ગાંઠથી જોડાવવાની છે. આજના દીવશે અદરાવવાની ક્રીયા થવાની છે, અને તે માટે સઘળાં, કાકા વીલીના પરૌણા તરીકે ઉતરી પડયા હતા.

આ જગ્યા મી. બારલોએ ખાસ એમ પસંદ કીધી, કે જયાં તેની મરહુમ એમીની વસવાત હતી. ઘણે વરસે બારલોના મુખ ઉપર હસીનો રંગ પ્રગતી નિકલ્યો હતો. પણ માહે ઉડાસી ખુલ્લી દીસતી હતી—તેણી માહોરદારને તે વીસરી ગયો ન હતો. કેમ વીસરે! સુર્યથી કીર્ણ કેમ છુટાં થાય! પ્રેમ માહેથી સાચવત કેમ છુટુ પડે!

ધામધુમ ચાલી રહી હતી—તેના ઉપર સરકારની નવાજેશોનો રેલો ઉતરી પડયો હતો- તેણે કોઈ ઠેકાણે પૈસા ખરચવામાં આનાકાની ન હતી. ટુકમાં ત્રણુ જણા, પણ પૈસાની કોઠરી જાણે એકજ હોય, એમ ગણવામાં આવ્યું હતું- કારણ કે વીલીને તેને પચાવી લીધેલી મીલકતમાથી ખસાડયામાં આવ્યો ન હતો.

મી. માઇકિલ, આ નાના સુખી જોડાંને મુબારકબાદી જાહેર કરવા હાજેર હતો, સઉના મેલાપમાં તેવન તદનજ જુવાન જેવા લાગતા હતા.

જ્યાં ખુશબખતી ખીલતી જાયેછે, ત્યાં ગમી તકી શક્તિ નથી- જ્યાં માયા પમરી રહેછે, ત્યાં ગમીની ડાકણુ આવી શક્તિ નથી. સ્વચ્છ સુખ આગલ દુઃખ નાસવા માંડેછે, સંપ આગળ કુસંપ આંધલુ બની રસ્તો લે છે, તેમ હયાં આબાદાની પંથરાઈ હતી.

હવે આવા પ્રસંગ લાંબા કરવા જરૂરના નથી. સર્વે સુખી હતા, અને સઘળાઓએ હસી ખુશીથી દીવશ હયાંજ પસાર કીધો.

આખ્ખા દીવશમાં હીલડા જરા નરમ દેખાતી હતી. તેણી જાણુતી હતી કે ડૉકટર કાર્લતન યાને કાર્લ આ બનાવ આગમજ તેણીને માટે માંગણી કરશે, પણ તેની નિરાશ હતી. શેવટે આ દિવશબી લગભગ પસાર કરવામાં આવ્યો, પણ કાર્લ હાજર હતો, ખુશાલ હતો, છતાં એવી વાત કાઢીજ નહીં. હીલડા સમજતી હતી જે તે કદાપી શરમાલ હશે.

કેવી ભોલી છોકરી! અરે જ્યાં પ્યારનો પડઘો બોલતો થાય છે ત્યારે જ્યાં તેની ઇચ્છા હોયછે, તે માટે કેવું ઉંચ મત મનમાં હોયછે, આ છોકરીને કાર્લ માટે ઉંચ મત હતું તેથીજ તેને સરમાલ સમજવા લાગી.

ચતુર એમીલી પોતાનાં અખંડ સુખમાં પોતાની જોડયન બહેનને ભુલી નહી. તેણી એકલી છે, એમ સમજી તેણીના ખુશાલીનાં કીરણુમાં, રોજ વાદલ વળ ખાતાં હતાં.

તેણી પોતાનાં કાકાજી તેમજ ભવિષ્યનાં સસરાજીને લાડથી બાજુમાં લઈ ગઇ અને ઘણોવાર કાંનમાં વાત કરતી ઉભી.

આ વાત એટલી બધી લંબાઈ તેનું કારણ એ હતું જે કાકાજીને, એમીલીએ, હીલડાનો સઘળો ભરમ કહી દીધો, અને આસરો માંગ્યો—એમીલી તરફથી સઘલી બીના સમજી લઈ દીલાસો આપ્યો.

"તું દીકરા, નાદાન છે, કદાપિ આપણી પાસે બહુ દોલત છે એ માંહેથી એને મોટો જેવો ભાગ રીતમાં જોઇતો હશે, તેથી એ વાત પોતે કરે, તેનાં કરતાં આપરે કરીએ, તો એમ સમજતો હશે કે એની ધારણા પ્રમાણે થાય" કાકાજીએ સમજાવ્યું.

"શું ત્યારે એ રીતનો ભુખો હશે!" એમીલી અચંબો પામી.

"દીકરી! પૈસા એવીજ ચીજ છે, મળતા હોય તો કોઇ છોડે નહીં" કાકાજીએ સમજાવ્યું.

"શરમ શરમ! ત્યારે એ પ્યાર કે પ્યારનો પરપોતો"? એમીલી ગુસ્સે થવા લાગી.

"પ્યાર! બધેજ પ્યારે કામ થતું હતે, તો દુન્યા આટલી દુખતી ન રહેતે. એવો કાળ આવવાને જમાના જોઇએ, શમજી!" જ્યારે પ્યારજ કામ કરતો ગુણ થશે, જ્યારે એકલાજ પ્યારથીજ શાન્તિ થશે, ત્યારે જગત જુદાજ રંગમાં હશે. તે વખ્તને હજી ઘણી વાર છે." કાકાજી બોલ્યા.

"પણ ત્યારે હીલડાનો પ્યાર શું ખોટો છે!" એમીલીએ હુજત કીધી.

"હું તે માટે કહેતો નથી-તેણીનો પ્યાર સાચ્ચો છે, પણ સામેથી, પ્યાર છતાં પૈસો સાથે મળવાથી વધારે આસાછે" કાકાજીએ જવાબ દીધો.

"ત્યારે એ પૈસા આપવાની વાત કાંઇ માહરા બાવાજી કરે નહીં" એમીલી બોલી.

"ત્હારા બાવાજી એ વાતમાં ગુસ્સો માને, એ વાત ખરી સમજ! પણ બધાજ કામો, એકલા ગુસ્સાથી સમા થતાં નથી કેટલી બાબદમાં નાખતીની જરૂર છે. જો સૌસારૂ થતુ હોય, તો પૈસા વાપડવાની ક્યાસ કરવીજ નહી, પણ સમો સંભાલી લેવો, એ ડહાપણ કેહવાય! હું એ વાત કરીશ, અને હું ડોકટર કાર્લને કાલે મારે ત્યાં બોલાવીશ અને વાત છેડીશ, તું બેફીકર રહે! પણ હીલડાને હમણા કહેતી ના!" કાકાજીએ કહયું.

"કાકાજી, તમો ભુલ્યા, આ સઘળું કહેવા માટે મને હીલડાએજ કહયું, એ તો સઘળું જાણેછે" એમીલીએ ખુલાશો કીધો.

"જે સંજોગો બન્યા છે, તે ઉપરથી ડોકટર કાર્લ રાજી થશે એમ મારૂં ધારવુંછે," કાકાજીએ કહયું.

"ત્યારે શું પ્યાર અને પૈસો બેઉ હોય તોજ માતીડાઓ પરણવા કબુલ થાયે?" એમીલી બોલી.

"હા, કોઇ એમબી કરે! એ બન્ને સાથે હોવાથી કોઇ વખતે સારા પરિણામ આવેછે, અને કોઇ વખત એથી ઉલટુંબી બનેછે, પૈસો પણ ઘણા સુખ લાવનારો સાધન છે." કાકાજીએ જવાબ દીધો.

"કાકાજી! વહાલા કાકાજી, તમો હાલમાં નહીં હતે, તો અમારા કેવા હાલ હતે! ખોદાજીએ તમુને કાકાજીના આકારમાં હમારે ત્યાં ફીરેસ્તાજ તરીકે મોકલાવ્યાછે" એમીલીએ તારીફ કીધી.

"એક ઇન્સાનને પોતાની ફરજ બજાવવાના કામમાં ફીરેસ્તા નહીં કહેવા જોઇએ. કોઇબી વખતે તેઓ મોટાઈ માની લે છે, અને ફુલી જઇ સામો ઉલટો રસ્તો પણ લે છે, વારૂં ચાલ, તું નાદાન દીકરીએ કહયું તે મેં માન્ય રાખ્યું-" કાકાજી હયાં છુટા પડયા.

રાતે સઘળાં મલ્યા ભેટયા, અને છુટટા પડયા—હયાં મી. બારલોએ, ડાકટર કાર્લને બાજુ લઇ જઇને ત્યાં પોતાને આવતી કાલે મલવાનું ઇજન કીધું, જેથી ડોકટર કાર્લ ખુશી થતો દેખાયો.

## લગનનો લાગ.

આગમજથી ઠેહરાવેલા વખતે ડોકટર કાર્લ માઉનત વિલામાં સીધાર્યો, મી. ફ્રેન્ક સાથે તેને કાંઇ અજાણ્યું હતું નહી—પણ હમણાં સુધી તેને ત્યાં જવાનો કાંઈ પ્રસંગ થયોજ ન હતો.

આજે તે ખાસ ભપકો કરી ગયો હતો, જે ઉપરથી માલમ પડતુંજ હતું કે તેને કાંઇ દરદી માટે જવાનું ન હતું—તે પોશાક એવે વખતે ખુબ થયેરાથી કરતો હતો. જયારે દરદીની સારવાર અર્થે બોલાવવામાં આવતો ત્યારે પણ તેનો પહેરવેસ ભારે કીસમનો હતો, ત્યારે આજે જયારે મી. બારલો જેવા ગ્રહસ્થને ત્યાં ખાસ તેડું થવાથી જાય છે, તો ડ્રેશ ઉપર ખાસ જતન લીધેલી દેખાય છે. તેને વખત ઘણોજ ન્યમીત હતો, અને મુકરર તાઇમે, તે ત્યાં પધાર્યો. તેના આવવાની રાહા જોવા માટે ખાસ માણસ ખોટી હતું, જેવો ડોકટર કાર્લ પધાર્યો કે પેલા માણસે આવી સલામ કરી તેને જયાં લઇ જવાનો હતો ત્યાં નાકેનાં એક ઉમદા સરસામાનથી આરાસ્તા કીધેલા ઓરડામાં લઇ જઇ બેસાડયો. અને તે બારીમાંથી, પાછળ આવેલા સરોવરનો સહાંજ પડતો ધીમો છાવ સાથનો દેખાવ નેહાલતો હતો, અને રમણિક દેખાવથી આ વીલાના માલેકને ઘણોજ ભાગ્યશાળી લેખતો હતો. જોકે ડોકટરની કમાઈ ઘણીજ સારી હતી. છતાં આટલા બધા ઠાઠથી રહેવા જેટલું ન હતું અને એવા અસંતોષ સાથે કપાલે કરચલી ચઢાવી વિચાર કરતો બેઠો હતો. મી. બારલો તુરતજ દાખલ થયો, અને તેઓ વચ્ચે સાહેબ સલામ થઇ.

" કેમ ડોકટર કાર્લ, તમને આ દેખાવ વિશે શું મત છે !" બારલોએ કાંઇ વાત અર્થે પુછ્યું.

" મારો અભ્યાસ વઇદકનો છે, છતાં વનસપતીના દીલપઝીર દેખાવથી હું ખુશ થવાનો અનુભવ સારી રવેસે જાણું છું, અને વાર-વાર મારા દરદીઓને, તેઓની તબીયેતના સુધારા અર્થે હવા ફેરબદલ માટે, સારી જગ્યા ઉપર જવા કહું છું" ડોકટરે જવાબ દીધો.

" ત્યારે કોઇ દરદીને આસાએસ માટે આ જગ્યા શું અનુકુલ આવે કે ?" મી. બારલોએ પુછ્યું.

" અનુકુલ આવે તો શું છે ? અલબત અનુકુલ તો શું, પણ આવી જગ્યા ઉપર બધાને જો વસવાત કરવાનો લાભ મલે, તો મારા જેવા હકીમોને રૂખસત લેવી પડે" ડોકટરે જવાબ દીધો.

" અને તેમજ હોય તો જગતમાંથી કેટલી મુસીબત દુર થાય. જ્યારે આ જગા માટે તમારો આવો અભીપ્રાય છે તો મી. ફ્રેન્કને વડાઈ લેવાની કે તેવનની ખરીદી ઘણીજ ઉતમ નિવડી. શું માણસના મનને ખુશ કરનાર, એકલા આસપાસના દેખાવોજ છે ?" બારલોએ પુછ્યું.

" ઘણો ભાગ તેમ બને છે" કાર્લે જવાબ દીધો.

" નહી ડોકટર ! આસપાસના સંજોગો ગમે એવાં હોય, પણ મનનું ભિત્તર ઘણુંજ રૂડું હોવાથી સઘળે સુખરૂપ થયેલું દેખાયે છે. માટે મન પ્રથમ સ્વચ્છ હોઉ જોઇએ. જગતની મ્હાન રચના, સ્વચ્છ મન, પુર શાન્તિથી ઘણીજ મોહક જોશે જ્યારે ગુંચવાયલું મન, ગમે એવી સુખ શાન્તિમા અકલામણ જોશે" બારલોએ સમજાવ્યું

"હા એમ છે તો ખરૂં" ડોકટર કાર્લે જરા મોહ ફેરવી જવાબ દીધો.

"છતાં પણ તેવન ખરીદી કરીનેજ બેસી રહયા નથી, એ તો તમારા ચીરનજીવ હેરીના સાયન્સ અને આર્ટનીના પરતાપ છે. તથા મારા સાંભલવામા આવ્યું કે હાલમા ચાલતો ફેરફાર, તમારીજ સુચનાનું

પરીણામ છે, અને હું તો ધારૂં છું કે આગલ ચાલતા આ બાગમા પેસ્તા દરેક જણને ઘણો સરસ ખ્યાલ થશે, કારણકે માણસ જાતના હૈડા ઉપર રળિઆમણા દેખાવો ઘણીજ ઉંડી અસર કરયા વિના રહેતા નથી" ડાકટર કાર્લે સમજાવ્યું—

"ત્યારે વખત જતા એ ભાગને આપરે સેનીટેરીઅમમા ફેરવી નાખ્યે તો કેવું ?" બારલોએ મત પુછ્યું.

"હું ધારૂં છું કે તેમ થવાથી આ નાના શેહરમા વસતીબી વધી જાયે. કારણકે દેશદેશથી લોકોનેબી આવનજાવન ઘણી થવાથી એ પૈસા કમાણી પણ વધારે થાય." ડૉકટરે સમજાવ્યું.

"ઠીક છે. આપરે એ ઉપર ધીરજથી મી૦ ફ્રેન્કનો વિચાર લઇશુ" મી૦ બારલોએ ટુકમા સમજાવ્યું.

"હું નહી ધારતો કે મી. ફ્રેન્ક આ જગ્યા છોડે ?" દાકતરે શક બતલાવ્યો.

"તે પછીની વાત છે, હાલમાં જે માટે મેં તમુને તકલીફ આપી છે, જે વાત હું તુરતજ કરવા માગું છું." બારલોએ જણાવ્યું.

"બોલો મી૦ બારલો !" ડૉકટરે જવાબ વાલ્યો.

"હું ધારૂં છું, ડૉકટર સાહેબ, કે આ કસબામા આપણું ઘર સોભાવવા હવે કોઇની બી તમને સાથ જોઇએ, યાને તમો શહાદીના ગાંઠથી જોડાવો તો સારૂં" બારલોએ વાત છેડી.

"હું પણ તેવી ધણિઆણીની શોધમાંજ છું, પણ મારી આખા દિવશની ધમચકરી અને રાત બેરાત દરદીઓ માટે જવાની ફરજમા જે વખત રોકાય છે, ત્યારે તે જાણવા છતા, તેવી સબુરી રાખનાર એકાંત રહેવા પસંદ કરનાર બાનુબી જોઇએ !" ડૉકટરે મુછમા હસી જવાબ વાલ્યો.

"તમારા જેવા ચંચલ ડૉકટરને કોઇએ ન પસંદ કીધા હોય, એમ આચકી સાથે હું માનતો નથી, તેમજ તમારા જેવા હુન્નરની

ાપછાણુ કરનારની આખમાં કોઈ મુરતીએ ઘર ન કીધું હોય, એમ પણુ માનતો નથી" બારલોએ ભરમમાં કહયું.

"તમારી ભલી તકોર માટે હું આભારી છું, પણ જેવોની મરજી હોય, તેવો હજી વાર જોતા હોય, જે ડોકટરની નાણા સંબંધી હાલત હજી વધુ સારી થાયે તો સારૂ. તે પછી કદાચ માંગુ આવે" ડોકટરે હસીને ખુલાશો કીધો.

"પણ જેઓ તમોને જમાઈ કરવા રાજી હોય, અને સાથે લાગો સારો જેવો દલ્લો બી રીતમા આપે, તો હું નહી ધારતો કે તો તમને ના હોય!" બારલોએ ખુશ મીજાજમાં તકોર ચાલુ રાખી.

"એવા સાસુ સસરા આ લત્તા ઉપર સુમારા દેખાતા નથી!" ડોકટરે થરેલ જવાબ વાળ્યો.

"ત્યારે તમને તેવી આશા ખરી કે? ડોકટર!" બારલોએ જરા ચીમકીનો સવાલ કીધો.

"એમ નહીં, કે તે જોઇએજ! પણ તે સાથે હોવાથી સારી રીતે જીંદગી ગુજારે, અગર નહીતો હંમેશ ઘસરખોડાજ ઉઠાવ્યે" ડોકટરે જવાબ દીધો.

"ત્યારે સાદાઇમા નજ રહેવાય કે!" બારલોએ સવાલ કીધો.

"પણ આપરે કાં કોઇને કહીયે છઇએ કે પૈસા આપો. જેઓને પરણુવાની ઉતાવલ હોય, યા મને જલદી પરણેલો જોવા ઉતાવલ હોય, તો જે કામ હું ધીરી કમાઇએ આસતે કરી શકું તે પૈસાથી જલદી થાયે," ડોકટરે જવાબ દીધો.

"તમારી ગણુત્રી ખરી છે, અલબત જેવા તમારા વિચાર છે, તેવીજ પેસપરવા માટે–" બારલોને થોભાવી

" આપણા વિચાર ગમે તેવા હોય, પણ બીજાઓએ તેવા વિચાર સાથ મલતું થવું જોઇતું ન હોય તો, તેવા વિચાર કાંઇ તેને માટે નુકસાનકારક નથી. પણ મલતું થવા ગમતું હોય, તોજ વિચાર

પસંદ કરીને થવું જોઇએ-" અને પાછળથી પછી બુમ પાડવી, કે ફલાણાને રીત અને ભીખ જોઇતી હતી. રીતને ભીખ કહેવી શા માટે જોઇએ ! તેઓ પોતાની મતલબ માટેજ આપે છે, અગર ભીખ કહેવાથી, પોતાના પૈસા બચાવી રાખવા માંગતા હોય, તો તેઓએ તેવાં સાટાંથી અટકવું જોઇએ." ડોકટરે મતલબીઓ જવાબ દીધો.

"અલબત ! અલબત ! વાજબી વાજબી ! તમારા વીચારને મલતોજ થયા પછીજ મારો વિચાર હું કરીશ, અને તેમ મેં આગમજથી વિચાર્યુંજ છે." બોરલો બોલ્યો.

"શું વીચાર્યું છે ? મને કહેશો ?" દોકતરે પુછ્યું.

"આપની અને મારી ભત્રીજી હિલડા વચ્ચે, ધાડી દોસ્તી પછી, બંન્નેને એક થવા જેવું રૂપ લીધું છે, તે મને માલમ કરવામાં આવ્યું છે, અને મારી વહાલી હિલડા માટેજ કાંઇ બંદોબસ્ત મેં ધાર્યો છે. હું કાઇ એમ કહી તમને હિણું નથી લગાડતો જે તમુને હું વેચાતો લેવા માંગુ છું. ના, મારી પાસે મારા બચ્ચાંઓ માટે ઇશ્વરે ઘણું આપેલું છે. અને તેઓ હંમેશ સુખી રહે તેવું કરવા મેં ગોઠવણ કરી છે. હું તમારી સંગતમાં આવ્યા પછી જે જાહેર સ્વભાવ તમારો જોયો છે તે ઉપરથી તમો તરફ મને લાગણી થાયે છે, અને મારી હીલડા સુખી થશે એમ નહી માનવાને કારણ નથી" બારલોએ ખુલાશો કીધો.

"મારા જેવા ઉપર તમારી ભત્રીજીની પસંદગી પસંદ રાખો છો, તે માટે હું ઉપકારી છું. પણ જે રીતની આપણે પહેલા વાત કીધી, તે કાંઇ ખાસ તમારા પાસેથી માગવા નથી કીધી" ડોકટરે જણાવ્યુ.

"હું એમ ધારતો પણ નથી. એ તો આપણે સાધારણ વાત કીધી, પણ મારી હીલડા પરણશે તે દીવશે તેણીને માટે જીવે ત્યાં સુધી વીશ હજાર પૌંડ જુદા કાઢયા છે, અને ત્યાર પછી તેણીના

વંશાવેલાને મલે એવી ગોઠવણુ નકકી કરીશ. અલબત તમુને હીલડા જરાબી માથે ન પડે તેની ગોઠવણુ લીધી છે," બારલોએ સમજાવ્યું.

"તમારૂં બચ્ચું છે, તમે ગમે તે કરો, મને વાંધો નથી. પણુ તમારી હીલડાનો હાથ મને અર્પણુ કીધો, તે માટેજ હું મને ભાગ્યશાળી સમજુ છું" ડોકટરે જાણે સરમાઇને જવાબ દીધો.

"ત્યારે નજદીકનો સારો દીવશ મુકરર કરી, બંન્ને એનોની સેહાદી સાથેજ કરીશું એવું મારૂ ચાહવું છે, જો તમુને વાંધો ન હોય તો" બારલોએ પુછ્યું.

"મને વાંધો જરાબી નહી. જેમાં તમો રાજી તેમાં હું રાજી" ડોકટરે જવાબ દીધો

હાલમાં ક્રેન્ક યા હેરી હાજર ન હતા, પણ વખત ઘણો થઇ ગયો, અને ડોકટર કાર્લને બીજે ઠેકાણે જવાનું હતું. તે જવા ઉઠયો.

તેવનને એખલાનેજ મી૦ બારલોએ જવા દીધા. પોતે કાઇ કામ હતું એટલે ઓરડામાંજ થોભ્યો.

બહારના રસ્તે ડોકટર બાહાર નીકલ્યો, અને હૉલમા થોડાક પીકચર હતા, ત્યાં જોવા ઉભો. આ હૉલ, જયાંથી તે નિકલ્યો હતો, તે આગલા છેડા પરનો એટલે કે વરનદા અને બહારની સીડી આગલનો હતો. આ હૉલની બાજુમા બીજા ઓરડા પણુ હતા. આ ઓરડાની બીજા પાછલના ઓરડાઓમાંથી આવ જાય થાયે તેવું હતું, તથા હૉલમાથી સલંગ પાછલા ભાગમાં જવાએ તેમબી હતું.




હોલના પીકચરો જોતો, પાસે આવેલા ઓરડામાં જવાનું એક બારણું ઉગાડુ હતું તેમાં કોઈ હશે નહી એમ સમજી ત્યાં ટાંગેલું પીકચર જોવા ગયો. જે વખતે તે દાખેલ થયો તે વખતે તેની પીઠ,

અંદર કોઇ બાઈ બેઠેલી હતી તેની તરફ હતી. આ બાઈ આપણી જરસી ગવરનેસ હતી. તેણીને આ ઓરડામાં રહેવાની ગોઠવણ કરી આપી હતી.

પીકચરો જોતા જોતા, તેનો અને બાઇનો એક બીજા તરફ ફરીને જોવાનો સમાગમ થયો, તે સમાગમ થતાજ જરસી સીહનની માફક ઉછલી અને હાથ માહેલું સઘળું કામ નાખી દઇ, પેલા કાર્લનો દગલો પકડયો અને બોલી "લુચ્ચા, સ્મીથ ! તું હયા કયાંથી ! હવે તુંને હયાથી જવા દઇશ નહી."

ડોકટર કાર્લ તો ત્યારે કેઠો ડોકટર સ્મીથ નિકળ્યો, અરે ત્યારે જે દુખની વાત જરસીએ બારલો આગળ કીધી હતી, તે વાતનો કાંઇ આ માણુસ સાથે ભરમ હોવો જોઇએ. વળી આ શું મોહકાણ છે!

"જરસી ! જરસી ! મને છોડ ! તું જાણતી નથી કે તું શું કરે છે. મારી હયા લેવરી કરશે" સ્મીથ ગભરાતો બોલ્યો.

"ચંડાલ, મને ફસાવી, તું બેફીકર આજ કેટલા વરસોથી ફરે છે, અને સામો લેવરી કરશે કરી આરોપ મેલે છે, હવે હું તને જવા દેવશ નહી," જરસી બુમ મારવા જતી હતી તેટલા સ્મીથે મોઢું પકડયું.

"ચુપ, જરસી, બુમ ના પાડ. તું મને આ વખતે બચાવશે, તો તાહરૂં જન્મ સુધીનું કલ્યાણ કરીશ, મારા પાસ પૈસા હવે ઘણા આવશે, તે માહેથી હું તને ઘણા આપીશ" સ્મીથે કરગરીને સમજાવી અને આસપાસ જોવા લાગ્યો, કે રખે કોઇ તેને સાંભલે.

"તારા પૈસા ! નિચ, તારા પૈસા મને કેટલા દિવશ ચાલશે ! મારી સદાની હુરમત લીધી. મને પવીત્ર કોલ આપી ફસાવી, મને સદાની દુખી કરી તે તારા પાસ પૈસાની ઓસીઆરી હતી ! શું પૈસાથી મારી આબરૂનો ઘા રૂજાંવવા માગે છે ! મુજી, તુંને હું શોધતીજ હતી. હવે તું સપાટામાં આવ્યો" જરસી ખુબ છેડાઇ.

"જરસી, તું ચુપ થા ! એમ કરવાથી કાંઈ ફાયદો થનાર નથી.

મને હીલડા સાથે પરણવાની હમણા માગણી થઇ છે, અને આવાં સારા આબરૂદાર ઘરમાંથી મને વિખોટા કરશે, તેમા તુંને હાંસલ કાંઇજ નથી" સ્મીથે ઘણું સમજાવ્યું. પણ બેવકુફ ચેત્યો નહી. આ તો આઇતો આટો બાફ્યો હતો, બેવડો કહેર પોતા ઉપર ખેંચી લીધો, એક તો તેણીની દામન ચુરાવવાનું તેણીને ઉપજેલું ઝેર, અને તે સાથે પૈસા આપવાની માંગણીથી, તેણીની નિમકહલાલીને જગાડી હતી. તે સાંભળતાંજ જરસી સામી બેવડા જોરથી તકરાર કરવા લાગી. અલબત હજી ડૉકટર ( કાર્લ ) સ્મીથના સારાં ભાગ્યે કોઇ ત્યાં હાજર નહી હતું.

પતાવવાની બાજી હારતો જોઇ, સ્મીથના ચહેરા ઉપર અજબ ઝનુન આવેલું જરસીએ દીઠું-પણ તે ગરીબ બાઇની પોતાની હુરમતનું તેજ ઝનુન, આ નિચ હલકા ડૉકટરના મતલબીઆ ઝનુન આગળ ઘણું બળવાન હતું.

" જરસી ! જો મને માફ કર ! વે ગઇ ગુજરી યાદ કરવાની જરૂર શી છે ? વાતતો બની ગઇ, બાળકબી દફન થઇ ચુકું. આટલા બધા વરશ વહી ગયા, હવે તુંને જેબી કાઇ જોઇસે તે તુરતજ હાજર કરશ, હું નહીં ખાવશ અને તને ખવાડીશ, આટલી માહરી લાજ સાચવ ! હું ત્હારો જનમનો આભારી રહીશ." ડૉકટર સ્મીથે કાકલુડી કીધી.

" કદી નહી ! ફકત હું તારી પાસે દયા માગુ છું, જે તું મારી લાજ સંભાળ !" જરસીએ અરજ કરી.

" તાહરી લાજ હવે કેમ સંભાળું " સ્મીથે જાણવા માગ્યું.

" પાસેના દેવલમાં જઇને" જરસીએ જવાબ દીધો.

" દેવલમાં શું કરવા જઇએ !" સ્મીથે ખુલાશો માગ્યો.

" તે કબરમાં દતાયલા બાળક માટે" જરસીએ ઝનુનથી કહ્યું.

" કબરમાં પડેલા બાળક માટે દેવલમા શું કામ છે !" સ્મીથે પુછ્યું.

"તે રાત દિવશ મારી પાસે જે માંગે છે, તે તે વ્હાલાંને આપવા!" જરસીએ કહ્યું.

"તે શું! જરસી મને સમજ પાડ!" સ્મીથે પુછ્યું.

"લગન!" જરસીએ જવાબ દીધો.

"લગન? શું તું દિવાની થઈ છે?" સ્મીથે પુછ્યું.

"હા, હું દિવાની છું, ત્યારેજ મારા અને ત્હારા બાળક તરફની પવિત્ર ફરજ માટે તેના બાપથી, લગનની સાબીતી યાને સરટીફીકેટ માંગુછું" જરસીએ જવાબ દીધો.

"તે તો હુ તને આપી ચુકયો" ડોકટરે જવાબ વાળ્યો.

"ઓ નિરલજ, બે રહેમ! તુને બોલતાં શરમ પેદા થતી નથી બનાવટી પાદરી, અને બનાવટી સરટીફીકેટ, તુંને ધારાની ચુંગાલમાં સપડાવશે, પણ તેથી બેહોરમતી, તે ભુમીડા થયેલા બાળક પર પડશે, તેનો ખ્યાલ કર!" જરસી રડી પડી બોલી.

"પણ તેમ કરવાથી ફાંયદો! તે કાંઈ હવે બને!" સ્મીથે તીરસકાર કીધો.

"તેજ બનશે, અને બનવુંજ જોઇએ!" જરસી ખુબ બખાલી.

"કદી નહી!" સ્મીથે દ્રઢ જવાબ દીધો.

"ના, તેમ થવુંજ જોઇશે!" એવો બારણાની બાહરથી મોટો પુકાર થયો, અને તેજ સમેત મી૦ બારલો અને મી૦ માઇકલ ઉંબર ઉપર ઉભા હતા. મી૦ સ્મીથ (એક વારનો કાર્લ) હવે હયા તુંદાઇ કરવા લાગ્યો, પણ તેને ખબર નહી હતી જે તેની પુઠેજ મી૦ બારલોને અચાનક કામ પડતા, આ ઓરડાની પછવાડેના ઓરડામાંથી માઇકલ સાથ કામે આવવું પડયું હતું, અને તકરારની સરૂઆતથી તેઓએ સઘલું ગુપચુપ સાંભળ્યું હતું, બલકે ચતુર માઇકલે ચાલેલી તકરારની નોધ લેવા માંડી હતી.

"ડોકટર કાર્લ! હવેનો ડોકટર સ્મીથ! ખોદા જાણે બીજા ત્યારે ત્હારાં કેટલાક નામ હશે!—બસ કર! તાહરી શેખી ખુલ્લી થઈ છે,

ગરમીમાં આવી જે કાંઇ તું બોલ્યો તે એકરાર હયા લખાયો છે, તે પુરતો છે," બારલોએ થથરાવી નાખ્યો.

"પણ તમો તેથી મને શું કરવા માંગો છો !" સ્મીથે ફજેત થઇ સવાલ કીધો.

"કંગાલ માણસ. આ માહરી ગવરનેસ જે માંગે છે તે, તને આપવું પડશે ! આવું કામ કરી છાતી ઉપર દંખ રાખવા બદલ બીજાને ફસાવવાની તાહરી યત્ન હવે મને સમજ પડી. મને વધારે બોલવાની જરૂર નથી. પણ મારી ભત્રીજી તરફની ત્હારી ચાલ, ખરેજ માણસાઇ ખવાસને લાયેકની નહી હતી. પણ મેં દરકાર કીધી નથી. ઇશ્વરે હમારા બચ્ચાને એક ઠગારાને હાથથી રહેસાતુ બચાવ્યું છે, અને આ નિરદોષને ઇનસાફ આપવાની તક હમારા હાથમા સોંપી છે," બારલોએ ઘણાજ ગુસ્સાથી કહ્યું. ડોકટર સ્મીથનો બચાવ રહ્યો નહી, અને તે તેઓ જે માંગે છે, તે કરવા તૈયાર થયો, અને ખોટી કબુલાત આપી કાંઇ તલાવત કરી જવા માગ્યું.

"ઠીક છે, સાહેબો, હું કબુલ કરૂં છું કે મેં મોટો અપરાધ કરયો. મને માફ કરો ! અને તમો જે માગો છો તે પર હવે હું અમલ કરવા રાજી છું." એક છાલકી ઢપે જવાબ દીધો.

"ઠીક છે, હમોબી ખુશી છઇએ કે તમોએ અકકલ વાપડી." બન્નેએ જવાબ દીધો.

ડોકટર સ્મીથ જવા કરતો હતો, એટલામા માઇકલે અટકાવ્યો. "કેમ, કયાં જાવો છો !"

"મારે કામે" સ્મીથે જવાબ દીધો.

"તમારેથી હયાથી જવાસે નહી !" મી૰ માઇકલે કહયું.

"તમોને જે કબુલાત જોઇતી હતી તે તમોનેમલી. પછી બીજુ શું જોઇએ છે !"? સ્મીથે હુજત કીધી.

"તમે કબુલાત આપી તેટલાજ માટે તમોને રોકવા દરસ્ત ધારયુ છે, તમારી કબુલાત હવાં માને કોણ !–કાલને માટે ખોટી રહેવામાં ફાયદો શો !" માઇકલે જવાબ દીધો.

"તમો શા માટે હવે મને થોભાવો છો ! અને મને ગેરકાયદે રોકવામાં આવે છે તે માટે તમો જવાબદાર છો !" સ્મીથે ભડવા માંડયું.

"સારૂ છે જે તમો કાયદા સાથેજ રાખો છો, પણ પાળતા નથી. તમોને શા માટે રોકવામાં આવ્યા છે, તે તમો કોર્ટને સમજાવશો કે નહી !" માઇકલે હસીને તકરાર કીધી.

"હું તમને સાફ કહું છું કે મને રોકો નાં !" સ્મીથે તરછોડ કીધી

"તમારા કામ માટે તમુને રોકવાજ પડશે" માઇકલે જણાવ્યુ.

"શા માટે ? શુ કામ માટે !" સ્મીથે પુછ્યુ.

"તમોએ કરેલા પાપ માહેથી તમોને મુકત કરાવવા માટે તમારી સાજવારી માટે" માઇકલે જવાબ દીધો.

"શું હમણાજ !" સ્મીથે પુછ્યુ.

"હા હમણાજ ! તમારો ભરૂશો કોણ રાખે ?" માઇકલે ચીમકી લગાવી તુરતજ એક ઓરડો તયાર કરવામાં આવ્યો, ત્યા શું ગરબડ ચાલી રહી હતી તે કોઇને માલમ પડી નહી, પણ લાગતા વળગતાંજ જાણતા હતા. ફ્રેન્ક અને હેરીબી આવી પુગ્યા. તેવોને સહેજમા મી. બારલોએ સમજાવી દીધા. તેઓ ખરેખર ગુસ્સે અને તાજુબ થયા.

મી. બારલોએ બધી ઉતાવળે ગોઠવણ કીધી–અને ડોકટર સ્મીથ અને જરસી અજાયેબ સંજોગમા પરણ્યાં. જરસી મીસીસ ડોકટર સ્મીથ થઈ, મી. બારલોએ તેણીનો આભાર જાણે ચાર ધણા વ્યાજ સાથે વાળી દીધો, અને તેણીના આ ભલા કામમા, કદિ પણ આશા ન રખાયે એટલી નાદર રકમની તેણી પરની નવાજેસથી તેણીના દીલમા નવુંજ લોહી જોસ કરવા લાગ્યુ.

"મીસ જરસીના લગન કરી સરટીફીકેટ લખાઈ શઈ સાખ થઇ, "હવે તમને જવાનું હોય તો ભલે, સુખેથી જાવો ! નહી તો માફ

કહયું માની.હમો સાથે મેજબાની લેઓ, અને આજનાં આવા રૂડા સેવટ ઉપરથી પાઠ લઈ લેવો, કે ભવિશ્યમા :તમારી કીર્તી જળવાસે. તમો સુધરતા રસ્તા ઉપર ચાલશો, એવી હમારી ખાતરી થવાથી આબરૂ વધશે, અને આ બનેલી વાત કોઇનાબી કહેવામાં આવશે નહી, અને માહરી દાસી જરસી માટે મેં દશ હજાર પૌંડ હમણાજ આ પ્રસંગ ઉપરથી જુદા કાઢવા વિચાર કીધો છે, તેબી તમને સુખમાજ રહેવા પુરતું થશે–" મી. બારલોએ સમજાવ્યું

એ બોલોની સારી અસર થઇ. કાર્લની આખ માહેથી ફજેતીની ખેજાલતથી આસું તપક્યા ! તેનું ઝેર જાણે નીકલતું માલમ પડયું. ડૉકટર સ્મીથમાં હવસી ખ્વાસ ઉપરાંત ઇન્સાનના ગુણો તો હતા, જે સુસ્ત હતા તે આજે મી. બારલોની ભલી દુવાથી બદલાઇ ખુશ થવા લાગ્યાં–તેને આવા ભલા માણુસોની સંગતથી સુખ થશે એમ પલકમાં જણાયું અને તે રડી પડયો. હા ! ડૉકટર સ્મીથ રડયો, પણ પ્રિય વાચક, આ ખુદરતી પ્રવાહથી જાણે તેના બદનમા ઝેરનો રસ ભરાયેલો ધીમે ધીમે બહાર નીકલતો ગયો. ફ્સડાઇ પડયો, અને જરસીને ગુઠણે પડી મારી ચાહવા લાગ્યો.

જરસીનો પ્રેમ તો અખંડ હતોજ, હયાં તેણીના વ્હાલા કાર્લે આવી વલન લીધેલી રૂડી ચાલથી તેણીનો જીવ ખેંચાયો, તે તેને બાઝી પડી. હા ! નારીનું નરમ હૈડું, કોણુ નથી જાણતું ?

## "નેક નારી."

"ભેરવી ગઝલ."

નારી સુખ સંસારતું—આપી કરે છે શાન્ત મન.
નારી હસ્ત મૂખારથી—આનંદ આપે તન બદન.=નારી.
નારીની બરદાસ્ત નેક—ટેક તેમાં દીપતો રહે
નારી રીતી રાસ્ત ધરી—પ્રીતે કરે જોર જતન=નારી.

નારીના ગુણ લાખ ઘણા—રાખ કરે તે લઇને રંજ
નારી જેવો ગંજ બેમૂલ—એવું તે આબદાર રતન=નારી.
નારી જીવની આસ છે, સાંસ તેમાં ભર્યો રહે
નારીનું હૈડું કદી રહેતું નહી હર હાલ કઠણ=નારી.
નારી લ્હો ચુંબક સમાન—ઝેન રાખી દાઝ ધરે
આકર્ષે સ્વચ્છ વ્હાલથી—ઘેર હોવ યા જાવ વતન=નારી
નારીનો પમડાત વાહ—સુગંધ પમરે વંશ પર વંશ
અહુરાએ એમાં ભરી—માયા સારી અંશે અંશ.=નારી

નારીના ગુણના, તેણીના કામોના, તેણીની મયા, દયા અને કાર્યના ગુણોની વખાણ કરવી કેવળ મુશકેલ છે. સંસારમાં શાન્તિ, ઘરમાં ઘસડબોડો, રંજમાં રાહત, મુશકેલી અને મુસીબતમાં, માયા અને મહોબતના, ઇત્યાદી રંગોમાં, ખરી જેહમત અને ખંતથી, ભાગ આપનાર અને લેનાર, તે એકલોજ સાથી જોશો તો **"નારી"**જ છે. કંટાલેલા કામમાંથી ફારેગ થઇ, તેણીના સુખનો હસ્તો ભાવ જોવાથી, એક પળમાં, સઘળું સુખમાં ફેરવાય છે. તેણીની નેક બરદાસમા, આપણો **અતિમક ટેક** વધી, ઉજાસ થાય છે. તેણીના કામ કરવામાં, જે મુળ ભેદ સમાયલો છે, તે મુળ પાયો **પ્રીતમાંજ પ્રભુએ રચાવ્યો** છે. લાખ ગુણો ધરાવતા, તે રંજને માટે બધા વાપરવા તૈયાર રહે છે. થાક અને ધીરજ સોસવાની તેણીને ટેવજ હોય છે. એવું એક બેમુલ રત્ન તે **"નારી"**જ છે. જીવ માત્રને વધવાની આશ, તે નારીની પાસમા છે—ગમે એવો ગુસ્સો કરે, પણ નરમ હૈડું સદા પિગળતું રહેલું છે, તે નરમ હૈડું તે **"નારી"**જ છે.

આકર્ષીત ખેંચાણવાલી, નમન અદામાં નમતી, ભવ્ય ભાનમા ભમતી, માયાના મધુર મોજામા મલમલતી, તે **ગુણી જીવ** તે **"નારી"**જ છે.

રસાઇને ઘરથી બહાર જાવો, દેશ જાવો, પરદેશ જાવો, પણ તમારા મનમાં ઉચિત પ્રેમ ધાઈ આવશેજ। શું કોઇ ના પાડશે।

શું કોઇ એમ કેહશે, કે ગુસ્સો **કરી** છુટા પડેલા જીવોને માતા ન યાદ આવી હોય ! અને માતા તે કોણ ? **"નારી"**જ—

ગમે એવી ધમચકરીભરેલી, અને ઉછળતી મોજમા, આખર એક તાનમાં લીન થઈ પાછા ફરેલા મર્દો, કયાંથી સુખ મેળવવાની આશા રાખશે ! **"નારીથીજ"**—તે સુખ નારીથીજ મળશે. નારીજ **સંસારનો સિંગાર. કર્મનો કારભાર,** વાર વાર કરશે, અને સુખમાં તારશે. **નારીજ સ્વર્ગના અમર્ગ બાગમાં બાથ પકડી લઇ સીધારશે, નારીજ પરમાત્માની અખંડ બ્રહ્માંડના દરવાજા ખુલ્લા મેલી આપશે,** કારણકે **નારીમાંજ પરમાંત્માએ બધાએ આકર્ષીત વાણા** મેલ્યા છે. **નારીના શીખવેલા પુત્રો,** વંશ અને વેલામાં દીપક થઈ, ઉજાસ આપશે. **વંશ અને પેહડીને સુખનો સાગર** દેખાડશે-કારણકે નારીના બદનના રગે રગે **મયાના, દયાના ધર્મના** ઢગે ઢગ પડયા છે—પરવરદેગાર જેઓને તે સુખ **નથી,** ત્યાં તેવાં સુખના અશિષને વરસતાં કરો !

મી. બારલો અને મી. માઇકલ બન્ને તેઓ આગલ આવ્યા અને બુધા બાપ બપાવા મિસાલ તેમને પેટ ભર ચાંપ્યા—આથી તેઓ સુખી થયા અને સાથે ખાણુ લીધું. ત્યારે "ડોકટર તમારૂં કહેલું ખરૂં પડયું જે "માણુસ જાતના હૈડા ઉપર રળીઆમનાં દેખાવો ઘણીજ ઉંડી અને સારી અસર લાવે છે, અને તેમજ થયું છે" મી૦ બારલોએ તેના સરૂવાતના વખતના વિચારની હમણા યાદ આપી તથા ચાહયુ કે, "ચાલો સહુ સારૂ તેનું સેવટ સારૂ".

સઘળે, ઉપલા લગન માટે અજાયેબી પંથરાઇ ગઇ, તથા ડોકટર કાર્લને હવે તેજ નામ રાખવા ભલામન થઇ હતી. એક રાતમા ધણીઆણી પરણી લાવ્યા. નવાઇ નવાઇ, લોકના મનથી નવાઇ, પણ તે નવાઇમાં કેવાં ભરમો ભરાયેલા હતા, તે કોઈ જાણતું હતું નહી. ગઇ ગુજરી ઉપર ઢાંકણું ધરવામાં આવ્યું.

બારલોને મન આ તો એક અચંબો હતો. જયાં પોતાની ભત્રીજીનું સારૂં કરી પરવારીઓ ત્યાથી થોડાજ વખત દુર, ડૉકટર કાર્લનું લગન જરસી સાથે થવાને ઉભું છે, એ તો મોજેજો–પણ આપણા મનથી તે તો "નસીબનોજ નાઝ" હતો. પ્રિય વાચનાર ! આ ઠેકાણે તુને થોભવા અરજ કરૂં છું. ભલા ! કે જે બાનુ આજે હકદાર ધણીઆણી થઈ છે, તેણીને ફસાવી દેનાર આજે જોર અને ઝાપટાથી સુધારાની રાહ પર આવી ગયો છે, પોતાના બાપના નામ વગર કબરવાસ થયેલા બચ્ચાને શોભા તથા માન આપવાજ, પોતે ધણીઆણીના ખરા એલકાબનો હક માંગનાર, માતાને, આ કેવો ઉંચો બદલો મળ્યો છે, તે જ્યારે ધ્યાન કરશે, ત્યારે આગલા બનાવોમાં આપણે વાંચી ગયેલા, એજ ભલી બાઇના કદરસનાસ ગુણથી, સીવી લેવામાં આવેલી લોકીટ, પારકાં બચ્ચાને મમતાથી બચાવવા રાખેલી પ્રીતી, આજે ચક્રવતિ વ્યાજ સાથે, બદલામાં તેણીએ નામના, નીતી, માતાનો મોભો મેળવી ઇનામ જીતી છે, જેમ બીજાને ખાતેર તેણીએ પોતાથી બનતું કર્યું, તેમ તેણીને મદદ કરવા પણ કીરતારે બીજાઓને તૈયાર રાખ્યા હતા ! નેકીનું નેક ફળ હયાંજ મળ્યું ?

## લગનની તૈયારી.

બીજે દીને કાકા બારલોએ પોતાની ભત્રીજી હીલડા આગળ જઇ ધીરજથી વાત કીધી–અને હીલડા તેવનના ધાર્યા પ્રમાણે ખુશી અને ગુસ્સે થઇ હતી.

ખુશી, એ માટે જે પરવરદેગારે તેણીને ખાડામાં પડતી બચાવી. ગુસ્સે એટલા માટે કે ડૉકટર કાર્લે તેણીને ઠગી હતી

પણ કાકા બારલોએ તેણીને ભલી ચેતવણી આપી હતી, કે જે બન્યું તે માટે તેણીએ હવે ખુલ્લો ખેદ દેખાડવો નહી, કારણ કે જરસીના દુખમાં તેથી ઘણો વધારો થશે.

જાણે કશું બન્યુંજ નહી હોય, તેમ હીલડા પોતાની વહાલી બ્હેન એમીલીની સેહાદીની સઘલી ધમાલમાં હવે ઉલટથી ભાગ લેવા પડી, જેથી એમીલી તેમજ કાકાજી ઘણા ખુશી રહયા.

આવા મોટા પાયા ઉપર લગનની ધમચકરી કાંઇ કમી ન હોય. જેટલો ભપકો કરવો, રોનકદાર હતો, તેટલો કરવામાં આવ્યો હતો.

એવા લગનની વીગતવાર તપસીલ લખવા બેસીએ તો લબાન થાયે, છતાં વાંચક વર્ગમા લખનારની મસકરી થાય તે જુદી કે મોતે ઘરના લગન એટલે ગજગજ જેવું ભરત્યું ચીતરી કાઢયું. કોઇએ કુપડા કેવા પહેરીયા છે ! કોઈ કેમ સજ થઇ આવ્યું છે ! કોઇ કેમ છે અને કેવું, એવી ઇત્યાદી વિગત ઉપર મુજાહેમત તથા નુકતેચીની કહો કે "પીઠ પાછલ ભુંડી ટીકકા" આપણને કરવા મુનાસેબ નથી ના, આપણને તેની પંચાત પણ નથી. જેટલું બન્યું તેટલું ત્યાં સંગારવામાં આવ્યું હતું અને સઘલા ખુશાલીથી ખુશ થયા હતા ટુકમાં લગન થવા બાદ વરવહુને મી. બારલોએ જ્યાં તેઓને ભાવ્યું ત્યાં રવાના કીધા.

કોઇને બી ગમીનું કારણ હતું નહી, કોઇનીબી કસાગમ માટે આંખો ભિજાઈ ન હતી. ફકત મી. બારલોના આંખમાંથી નિરમળ નિર થોડાક વહેતા જણાયા તે એટલાજ માટે, કે તેવને મનથી બલાપો કર્યો, "જે તેવનની એમી હાજર ન હતી-વાંચનાર ! ફુલમા કાંટાં કોણે નથી જોયા ! એ તો સુખ ત્યાં દુખ હોયજ !

શહેરમાં સુખશાંતી વ્યાપી. ડોકટર કાર્લ સઘળાં માનમા આવ્યો. તેની સંસારી સ્થિતી સારી નિવડી. રખડતા સુખ કરતા પોતાના એકાંત ગૃહના સુખમાંજ તેને અનંત સુખ હવે માન્યું, અને જેમ જેમ તેવા સુખમાં તે ભાગ લેવા લાગ્યો, તેમ તેમ તેની જરસી વધુ ને વધુ વહાલી લાગી. જરસી જાતે ચંચલ હતી અને ઘડાયેલી હતી એટલે પોતાના પતિને સઘળી વાતે સુખ આપવા તૈયારજ રહેતી હતી.

તેનુ મુળ કારણુતો એજ હતું, કે તેણી કાર્લ ને ખરાં જીગરથીજ ચાહતી હતી.

જરસીના આગલા બાલક ઉપર નવેસરથી નવી તખતી મરાઇ હતી. દરરોજ ત્યાં ફુલ ચઢાવવામાં આવતાજ હતા. અને અંતે આ વરવહુ સુખી થયા. ડોકટરની પ્રેકટીસ વધવાજ લાગી.

વીલી કાકાની છાતી ઉપરનો ભાર નરમ થવાથી તેમની તબીયેતમાં ભારે સુધારો થયો, અને પોતાની દીકરી, પોતાના ગુમ થયેલા ભત્રીજા સાથે પરણી સુખી થઇ, તેના સુખમા પોતે સહેજ જુવાન દેખાવા લાગ્યો, તેની ધણીઆણી મેરી બીમાર હાલતમાં હતી.

ફ્રેન્કનું કુટુંબ આબાદ હાલતમાં અમન ચમન કરતું હતું તેની બન્ને દીકરી જેઓની આપણી વાર્તા સાથે કસી મુલાકાત થઇ નથી, કારણુ કે તેઓ એકમાર્ગી હતા—અને સાદાઇમાંજ રહેતા, તેઓ પણુ સુખી હતા. ડીટેકટીવને પણુ બારલોએ ખુબ નવાજ્યો છે.



## "વહી ગયેલા વખત ઉપર મનન"

પોતાના અસલનાજ ઓરડામાં બારલો ગઇગુજરી વિશે વિચાર કરતો હતો. પ્રિય વાંચનાર ! હાલમાં તે ભાઇની સાથેજ રહેલો હતો.

આપણું કામ ખલાશ થયું છે તે માટે તને છેલ્લી સલામ કરવા જાઉં, તે આગમચજ મી૦ બારલોના ઓરડામાં કોઇ ધસ્યું ગયું છે.

બીહ ના ! વાંચનાર બીહ ના ? આ કોઈ આગલ માફક કમીશ્નર વોરન્ટ સાથ આવ્યો ન હતો. આ તો કોઈ સાધારણુ ગ્રહસ્થ, કાંઈ પેકેત, અરજી પત્રક જેવું સાથે લાવ્યો હતો. અને મી૦ બારલો પાસે કાંઈ દાદ ચાહવાની નેમ દેખાતી હતી. હું તો હયા વારતાનો પરદો નાંખવા માંગતો હતો તેટલા આ અસાધારણુ ચોકસાઇથી પેકેત આપતા થોભી જોઉ. કે શું છે !

"આપનું નામ મી૦ બારલો છે !" તે બેગાના સખશે પુછ્યું.

"હાજી ! શું કામ છે, બોલો ?" મી૦ બારલોએ જવાબ દીધો.

" આ પત્રક વાંચી જુવો !" પેલા બેગાના સખશે એક પેકેત આપતા કહયું. આ પત્રકમાં એક નાની અરજી હતી. ટુંકામા લખેલી હતી, નનામી હતી, જેમાં એવો સાર હતો, જે ચોકસ ગામડામાં જયાં એક દેવાનસાળા રાખવામા આવતી હતી. તે સરકારી ખાતાના વહીવટમાં હતી અને છતા ત્યાના વહીવટનું કામ ઘણીજ બેદાદીથી ચાલતું હતું–જે માટે મી૦ બારલોને તેમના પરોપકાર ચાલની વખાણ ગાઈ એટલું કામ બંધબેસ્તુ કરવા, યાને તે ખાતાની ખબર લેવા સરકાર માતાની ભલામણની અરજ કરી હતી. મી૦ બારલો જેવો સાહસીક એ તરતજ ઉઠાવશે, તો આખેર તેમા ત્યાના દરદીઓને સુખ આપવાનું સાધન કરી તેમના આશિષ મેલવી શકાશે.

પેલા ચીઠી વાંચી મી૦ બારલોએ પેલા સખસને રવાના કરતાં કહયું જે. " એ માટે જે બી કાઇ મારાથી ઘટારત બનશે તે કાલથી હું સુરૂ કરીશ, પણ તમો એ બાબતની કોઇને ચેતવણી આપતા ના !" બારલોએ એમ બોલતાં તે માણસને આગ્રહ કીધો.

તેના જવા પછી આ અરજી પાછી વાંચી, પાછી વાંચી અને નિશ્ચય કીધો કે આ પરમાર્થી કામ તેવને કાલથીજ હાથમાં ધરવું–આ કામમાં મી૦ માઇકિલની તેને સલાહ લીધી અને બન્નેએ સાથેજ તે કામમા ઉલટ લીધી. માઇકિલ વૃદ્ધ થયેલો છતાં પોતાના મીત્રના દરેક કામમા સાથેજ ફરતો, અને સાથેજ કામ કરતો હતો.

મી૦ માઇકલ મી૦ બારલોથી ઉમરે ઘણો મોટો હતો, પણ મી૦ બારલોએ જે ફટકા ખાધા હતા તે ટેકવી રાખતા, વૃદ્ધાવસ્થાનો લેખ લખાવી લીધો હતો. તથા તે કામ પણ પાકત વયનાજ અનુભવના પાકકાં દેખાતાં હતાં.

બીજે દીને સહવારે બન્ને મિત્રો, અરજી પત્રકમા જેમ જણાવવામાં

આવ્યું હતું ત્યાં ગયા. બાહર એક ચોકી જેવી નાની ઓરડી રાખવામા આવી હતી. ત્યાં જઈ તેઓએ એક કાર્ડ ઉપર કાંઇ લખીને આપ્યું. અલબત માણસ જઇને તુરત પાછું આવ્યું પણ એટલી બેહાદી માલમ પડી કે, તેઓને દાખલ કરવામાં હદ બાહેર વીલંબ કરવામાંઆવી હતી. જેવા તેઓને અંદર બોલાવવામાં આવ્યા કે જે ગ્રહસ્થ એક ઓફીસ જેવા ઓરડામાં બેઠેલો હતો, તેને આ બન્નેને જોયા અને જોતાંજ તેઓના ચેહેરા પરથી મોભાદાર માણસો જેવા તેને દીસ્યા, તથા કોઈ દરદીને તેઓ લાવ્યા હશે, તેથી કાંઈ તડાકો પડશે એમ મનમાં છલકાવા લાગ્યો.

"કેમ સાહેબો, કાંઇ કોઇ દરદીને લાવ્યા છો, યા લાવવા વિચાર કરો છો ?" પેલા ગ્રહસ્થે સવાલ કીધો.

આ માણસના સવાલ ઉપરથીજ મી૦ માઇકલે તુરતજ જવાબ દઇ દીધો. " હા સાહેબ, હમારે એક દરદીને હયા રાખવો છે, અને આ હૉસપીટલ માટે હમોને ભલામન કરવામાં આવી છે" જો કે મી૦ બારલો માઇકલની આ વલનથી મનમા ગુંચવાયો, પણ ના તેમ કરવાથી અંદરનો ભેદ જાણવાનો હતો. "હા સાહેબ, હયા ઘણીજ અચ્છી જતન કરવામાં આવે છે, અને તમો જાણો છો તેમ જતન પરજ એવા મગજના ગયેલાઓનો ઉપાય રહેલો છે" પેલાએ વડાઈ ગાવા માંડી.

" તમારે ત્યાં કાંઇ એવા દરદીઓની ટીપ હશેની !" મી૦ માઇકલે પુછ્યું.

"હા સાહેબ" પેલાએ જવાબ દીધો.

"જરા દેખાડશો !" મી૦ માઇકલે પુછ્યું.

"ખુશી સાથે" એમ કહી નાની રેકર્ડ બુક કાઢી.

ઘણીજ બારીકીથી જોયું અને બાજુમા જઇ માઇકલ અને બારલો હલવેથી વિચારવા લાગ્યા.

" રેકોર્ડ ઉપરથી તે રીપોર્ટ સારો છે. ખુદ દરદીઓને દાખલ કરી, સારા થવાનો વખત બી બહુજ થોડો જેવો લાગે છે, વળી સાથે દરદીઓને સુધરેલી હાલતમાં લઇ જતી વખતના તેઓના ખેશીઓનો રીમાર્ક બી આપણુને તાજુબ કરે છે, રખે આપણુને કોઇ એવાજ મકાનમાંથી નાહસી આવેલા આદમીએ બનાવ્યા હોય!" મી૦ માઇકલે ધારયું.

"ખરેખર તેમ બી હોય, જોકે બનવાજેવું લાગતુંજ નથી. કાંય નહી, જેઓ સારી રકમ આપતા હોય, તેવો માટે જુદી સારવાર થતી હોય! અને તેમના રેકોર્ડ જુદા રાખવામાં આવ્યા હોય, જે ફક્ત આપણુને બતલાવ્યા હોય!" મી૦ બારલોએ શક બતલાવ્યો. "તે બી બનવાજોગ છે" માઇકલ વમાસવા લાગ્યો.

" ત્યારે હવે આપણે બધી હૉસપીટલ ફરીને જોઇએ, અને દરેક વારડોમાં ફરીને ખાતરી કરીએ." બારલોએ તૌર શોધી

તેમના માંગવા પ્રમાણે બધું દેખાડવામાં આવ્યું, જ્યાં તેઓએ જવા અને જોવા માગ્યું, ત્યાં જવા દીધા અને તેઓની ખાતરી કીધી. દેખઇતી ખાતરી થવે હવે તેઓ શું જવાબ દીએ, એવા ગુચવાડામાં તેઓ હતા, જેવામા પેલો ગ્રહસ્થ જે તેઓની પાંસે હતો, તેને અંદર કોઇથી બોલાવવામાં આવ્યો. જેથી તે જરા અંદર ગયો, તેટલાજ મી૦ માઇકલ અને બારલો વિચારમાં જ્યાં ઉભા રહયા હતા, ત્યા આગલના ઝાડમાંથી કોઇ નિકલી આવ્યું અને એક ઉતાવલી લખેલી ચીઠી આપી ત્યાંથી ચાલી ગયું.

" ખચ્ચીત આ તો નવાઈ જેવું થયું—આ શો ભરમ હતો!" તેઓ બરબડીયા.

"સામેની ઝાડી જેવી છે, તે જમીન ઉપર ખાલી ઉભી કરવામાં આવી છે. તે તમો ખસેડી નાખો, તો આ દીવાનશાળાનો બીજો ભાગ તમને માલમ પડશે, હરોગી દર ખાતાના! જબરીથી એ ભાગ વરફ

જાવો ! લોકની આંખથી તે બેમાલુમ છે, અને ત્યાં તમને ખુલ્લું માલમ માલમ પડશે કે. માહે કેવું અંધેર ચાલે છે !"

આ ચીઠી વાંચી પેલાઓ અજબ થવા લાગ્યા, એટલામાં પેલો ગ્રહસ્થ આવ્યો.

"કેમ સાહેબ, તમારી ખાતરી થઈ !" પેલા ગ્રહસ્થે પુછ્યું.

"જેવી અમો ધારતા હતા તેવી નથી થઇ" મી૦ માઇકલે જવાબ દીધો.

"તમો જેમ ખાતરી માંગો તેમ કરવા હું તૈયાર છું" પેલાએ જવાબ દીધો.

"હમોને પેલી ઝાડી જરા ખસેડી નહી આપો !" મી૦ માઇકલે પુછ્યું.

"ઝાડી ! કઇ ઝાડી !! એ તો ખાલી વાડ ભરી લીધી છે" પેલાએ જવાબ દીધો.

"તમોને અડચણ ન હોય તો અમો જાતે ખાતરી કરીએ," એમ કહી મી૦ માઇકલ જરા તે તરફ ચાલવા લાગ્યો.

"નહી સાહેબ ત્યાં ના જાવો ! બાહરનાઓને હવા ફેરવવાની જેટલી હદ છે ત્યાંથી આગળ તમારાથી ન ચલાશે ?" પેલાએ હુજત લીધી

"પણ હમુને તો તમોએ હમણાજ ખુલાશો કીધો, જે જેબી કાંઈ બતલાવવાનું હતું તેટલું બતલાવ્યું" માઇકલ બોલ્યો.

"હા સાહેબ, તે ખરૂં છે" પેલાએ જવાબ દીધો.

"ત્યારે આ નવી હદ કયાંથી નીકલી ?" માઇકલે પુછ્યું.

"હવા બીજા દરદીઓ છે, જેઓની ઘણી સંભાલ લેવી પડે છે" પેલાએ જવાબ દીધો.

"હમુને ત્યારે એવા દરદીઓ જોવા છે, માઇકલ બોલ્યો.

"તમુને તે જોવાનો હક નથી" પેલો વચ્ચે પડયો,—અને તેઓને અટકાવ્યા.

"હમોને જોવાનો હક નથી એ શા ઉપરથી કહો છો !" મી૦ માઇકલે પુછ્યું.

"તમોને તે દરદીઓ સાથે હયા લાગતુંવળગતું નથી," પેલાએ ઘણીજ હુજત કીધી.

"સાહેબ, તમો નકામાં વાંકમાં આવશો. હું ધારાનો હીમાયતી છું અને તમને કોર્ટમાં ઘસડી સજા કરાવીશ" મી૦ બારલોએ જણાવ્યું.

"તમારૂં નામ !" પેલાએ પુછ્યું.

"બારલો"! મી૦ બારલોએ જવાબ દીધો.

આ નામ સાંભલતાંજ પેલો ચુપ થયો, કારણકે તે નામમાં ખુરાઓને ચુપ કરવાનો કોઇ અજબ ભય હતો, જેથી વધુ ન બોલતાં આખેર પેલી ઝાડી ખસેડવામાં આવી. "સાહેબ, મને બચાવશો? કારણ કે મને તો ફરમાવ્યું છે, તે પ્રમાણે હુ ચાલ્યો" પેલાએ હવે કાલાવાલા કરવા માંડયા.

આવી ચાલ જોઇ પેલાઓની ખાતરી થઇ કે કાંઇ ગંભીર પ્રકારનું માંહે ચાલેછ ખરૂં.

"તમો હમુને સાચુ બતલાવી દેશો તો તમારે માટે હમો નોંધ લઇશું" મી૦ માઇકલે જણાવયું.

હયાં પેલાએ બધું પાડેફરાક બીકને મારે કહી દીધું. ગરીબ દરદીઓ ઉપર કેવો સીતમ તથા હાડમારી ગુજરતી હતી, ખાવા પીવાનું કેવું કંગાલ, જતન કેવી દયાહીણ–ઇત્યાદી જેટલું અજવાળું જણાવવાનું હતું તેટલું જણાવ્યું.

તેને સઘલા દરદીઓની કંગાલ હાલત દેખાડી, અને એવી તો કમકમાત દયા ઉપજાવનારી હાલત દીઠી કે કસી મનાજ નહી. જે ફંડ હતું તેનો ગેરઉપયોગ થતો હતો, અને દરદીઓને પડત નાખવામાં આવતા હતા. તેઓને સઘળે ફેરવી પેલાએ તેઓને કહયું "સાહેબો જેને જે ભાવતું તેમ અમલ કરતાં હતાં. હયા એક દરદી બાઇ જે દીવાની છે, પણ હમો માનતા નથી. તેણી કેટલા વરસોથી

હયાં છે, પણ નવાઇની વાત છે, કે જે ખોરાક તેણીને મલે છે, તેમાથી એટલી સંતોષી બની રહે તથા એટલી આસુદી છે, કે હમારે મન એક અજબ નવાઈ છે. તેણી કસી ફરીઆદ કરતી નથી પણ તેણીની હાલતથી બીજાઓને દયાબી ઉતપન થાયે છે. તેણી કશું બોલતી નથી. બસ ફકત એક લીલી હાથમા રાખી એક ઝાડ નીચે આંખો બંધ કરી બેસી રહે છે. "લીલી હાથમાં રાખી બેસી રહે છે!" બારલો બરબડીયો.

તેણીનો ભાઇ તેણીની આગલ વારે ઘડીએ આવે છે, પણ તેની સંગાતમાંબી બસ ફકત બેસીજ રહે છે. તેણી એક ચીતે કાંઈ જોયા કરે છે, અને તેણી ડોકટરની એક અજબ નવાઇ થઇ પડી છે.

હાલમાંબી તેણી તે ઝાડ નીચે બેઠી હશે અને તેણીનો ભાઇ પણ કદાચ ત્યાં હાજેર હોય, "ચાલો આપણે પણ તે બાઇને જોઇએ અને બને તો વાતચીત કરીયે" બારલોએ કહયું.

પેલો તેઓને ત્યાં લઇ ગયો, ખરેજ પીઠ ફેરવીને બેઠેલી બાઇ પાસે એક પુરૂપ હતો. તેઓ જરા આગળ ચાલ્યા. રખે તેઓથી તે બીહે. પણ ના, તેઓ ઘણાબી આગલ ગયા, પણ તે બાઇએ સંસાર વટીક સાંભલ્યો નહી. પેલા શખશને જોતાંજ મી. બારલો બોલ્યો "એ તો તમોજ કે જેઓ ગઇ કાલે મને પેકેત આપી ગયા!"

"હા સાહેબ, હુંજ તે કમનસીબ અને આ માહરી બેન એમી" પેલાએ જવાબ દીધો.

"કોણ એમી! જાણે એમી નામમાંજ બારલોનું મન સમાયલું હોય ને! કારણ તેની ધણીઆણીનું નામ પણ એમીજ હતું. એમીના બાપનું નામ શું? બારલોએ પુછ્યું.

"એવનના બાવા તે, કે જે કોલેજમાં મી. બારલો અભિયાસ કરતો હતો, તે કોલેજના કારભારી મી. રીચી, જેવણ એમીના લગન પછી થોડાક વખતમાં ગુજર્યા હતા" પેલાએ જવાબ દીધો.

બારલો પાણી પાણી થઇ ગયો, આ શુ નવાઇ હતી. માઇકલ દીગમુધજ બન્યો. પણ તરતજ ભાન રાખી તેઓ બંને હસી પડયા, કે ખરેખર એક દિવાનાના હાથમાં તેઓ બીચારા ફસ્યા હતા, પણ જરા પાછો વિચાર કરી બારલોએ તે બાઇને બરાબર જોવા માગી.

બારલો આગળ ગયો, અને સામો ઉભો. આ શું બનાવ હતો? તાજુબી! તાજુબી! બારલો આ શું જોતો હતો! તેને માઇકલને પોતાની પડોશમાં બોલાવ્યો, માઇકલબી અજબ થયો પણ આટલું છતાં પેલી બાઇ આંખો વીંચીને શાંત બેઠી હતી.

હયાં બારલોએ પેલાને પાછો પતાવી પુછ્યું કે "આ કોણ બાઇ છે! જરા સંભાલથી કહે!"

"મી. બારલો! તમારા લગન વખતે મેં તમને જોયા નથી, તમારૂ નામ હમણા પાછું પેપરમા વાચ્યું, અને તમુને ખરી હકીકત હું ઘરમા ચીઠી લાવ્યો ત્યારે જણાવતે, તેને બદલે તમોને આડકતરી રીતે હયાં લાવ્યો, કારણ કે તમે ત્યાં નહી માનતે. હા, એજ મારી એક પુરી બહેન એમી ઉર્ફે મીસીસ બારલો" પેલાએ કહયું.

મી. બારલો કેમ માને! એમી તો ગુજરી ગઇ હતી ત્યારે તેણી હયા જીવતી અને આવી સ્થીતીમાં કયાંથી આવી! ખરેજ પેલા ત્રાહીત પુરૂશનું મગજ કાંઇ ખસ્યુંજ હોય–

"ભાઈ, તું ધીરજ રાખ, અને વિચાર કરી અમુને બરાબર ખુલાશો કર!" બારલોએ પુછ્યું

"મી, બારલો! તમો મને દેવાનો ધારો છો! ના તેમ, નથી, મ્હારી મુશીબતથીજ હું તમુને તેમ લાગતો હોઉ! હુ મ્હારી વ્હાલી બેહનની આ હાલત માટે ઘણોજ દુખી છું. પણ હું જે કહુંછું તે ખરૂજ કહુછું મી. બારલો!" બીચારો જવાબ દેતા ધસ ધસ રડી પડયો.

"ના ભાઈ! ના! તું ના રડ! હું તેમ ધારતો નથી, પણ મ્હારે મનથીઆ વિચિત્ર તથા નવાઇ જેવું થાયે છે, તે હું કેમ માની શકું તે સમજાતું નથી" બારલોએ ગંભીરાઇથી સમજાવ્યું.

"મી. બારલો મારી અરજ છે કે તમો હું જેમ કહુ તેમ કરો, તથા તમારી એમીને મોટેથી હાંક મારી જુવો. પછી જે ફરમમાં હશે તે ખરૂં, અને સઘળો ભેદ હું પછી સમજાવીશ" પેલાએ કહયું

મી. માઇકલે પણ તેમ કરવા સુચવ્યું, પેલાઓ ખસી ગયા.

"વહાલી એમી ! વહાલી એમી ! વહાલી એમી !" એમ બારલોએ હાંક મારી. આ ત્રણ વખતના શબદો તેણીના કાને પડયા, અને જાણે અલાઉદીનનો સીસમ ખુલ્યો હોય, તેમ એમીએ આંખ ઉગાડી તરત બંધ કરી, પાછી ઉગાડી બારી નજરે જોઈ, તેણી ઉઠી, યાંથી ચાલી ગઇ. બીજી જગ્યા ઉપર જઇને બેઠી, ત્યા પણ તેણીની આગલ પેલા ગ્રહસ્થે બારલોને જવા કહયું. તેમ તે ગયો, અને જરા પટાવી કામ લેવા તેને દીલ ચલાવ્યું.

મી. બારલો ધીરજથી આગળ ગયો, અને બરદાપર હાથ મુકી 'એમી ! એમી !' બોલ્યો.

તેણીએ પાછી આંખ ઉગાડી, તથા જરા અરધી ઉઠી, અરધી ઉભેલી હાલતમાં, બારલોને કાંઈ ગુસ્સા યા કાંઇ અજબ રીતે જોવા લાગી. તેમ થોડો વાર જોઇ હસી પડી, અને પાછી આંખ વીચી ત્યાંજ મુંગી બેઠી. જેમ જેમ બારલો બારીકીથી તપાસતો હતો, તેમ તેમ, તેની આગલી યાદ આવતા, તે દીલથી, આગલી યાદ માટે મુંજવા લાગ્યો. પાછી હીમ્મત રાખી ભિજાયલી આંખો સાથે તેણીની પીઠપર ઘણાજ વહાલથી હાથ ફેરવી આ વાર "એમી" ને બદલે "વહાલી એમી ! વહાલી એમી" એમ બે વાર બોલ્યો.

તેનાં દીલના ઉભરાના જોર સાથના હાથની ફેરેવેલી અસરથી હોય, અથવા, "વહાલી એમી"ના વ્હાલા મધુરા અવાજના કારણથી હોય કે કેમ ! પણ એમીએ તે સાંભળતાંજ પાછી આંખ ઉગાડી અને એકદમ ઉભી થઈ સ્તબ્ધ બારલોને ટીકવા લાગી, અને થોડીજ પળમાં તેણી જરા બોલવા લાગી "કો......ઓણ...... માહરો

વહાલાહાલો બારલો !" તે બોલતાંજ ચીસ પાડી આગળ તુટી પડી. તેવીજ બારલોએ પોતાની છાતીપર તેણીને જીલી લીધી. ખરેજ આ વહાલી જોડી આજે સામસામે મલી હતી, સામસામ છાતીએ દબાઈ હતી, કે જેથી **પ્રિય પતિના પ્રિતના** આગલા ધપકારાંને આધારે કાંઇ ગઇ લાગણી સજીવન થઇ હોય, તે પ્રતાપે, પેલી દબાઇ ગયેલી એમીએ પાછી આંખ ઉંગાડી, બારલોને જોઇ ફરી આગલા પ્રેમ ભાવના ઝટકા સમેત તેના ગળાપર વલગી પડી, " પ્રાણપ્રિય માહરો બારલો " કરી બોલી. બોલતાંજ બે ભાન થઈ તુરતજ માઇકલ મદદ સાથ દોડી આવ્યો. સારવાર કરવામાં આવી પણ એમી બેભાન થઈ હતી. તેણી હુશીઆરીમા આવી નહી ઉપાય ઉપર ઉપાય લેવામાં આવ્યા, એમીની નાડ ધડકતી હતી, ચહેરો શાંત હતો. આવા ન ધારેલા બનાવના પાછા સંજીવન થયેલા દુખની સાહરવારમાં, બારલો જાણે એમ સમજતો હતો, કે સ્વર્ગમાં એમી છે, અને પોતે ત્યાં તેણીને મલતા આ સારવાર, જાણે તે સ્વર્ગમાં થયેલી સમજતો હોય જાણે તે સ્વપનુ જોતો હતો.

આખેર એમીને એકદમ ત્યાંથી ખસેડવા નિશ્ચય કીધો, અને જે ઓફીસરો ત્યાં હતા, તેઓએ પોતાની વલન બદલી. બારલો તથા માઇકલ માટે પુરતી સગવડ કરી આપી, જેના અવેજમા, તેઓ માટે કાંઇ વધુ ફરીઆદ કરવામાં ન આવે. અને જે બીના તેઓએ જાતે જોઈ હતી, તેનો હવેથી બરોબર બંદોબસ્ત કરવા તેઓએ કબુલાત આપી.

જોકે બારલો તેવોને જતા મુકીને નહી, પણ તેના આવા ન ધારેલા મોજેજારૂપે નવેસરથી ન સમજ પડે તેવા માહાભારત દુખમા તેઓએ જે કહયું તે માન્ય રાખ્યું.

એમીને પોતાના ઘરમા લઇ જવામા આવી, લોકોમાં ભારે અજાયેબી ફેલાઇ, પણ તેનો ખુલાશો આપનાર ભાઈ જે હતો, તેને હમગુા એ બનાવની કફીયત પુછવા જેવી કોઇએ હીમત કીધી નહી.

ડોકટર કાર્લ તુરત દોડી આવ્યો. તેની અગલી ચાલનો બદલો

દેવાનો, તથા તેના માથા ઉપર જે વાદલ સમાન બન્યું હતું, તેનો સમુલગો નાશ કરી નાખવાનો આ વખત હતો, અને તે મીસીસ બારલોની બીમારીની ચાકરી કરી વાલવાનો હતો. તેને બીજાની સલાહ પણ લેવા માંગી. તેની ધણીઆણી જરસી પણ છુટ પટકી નરસીંગ કરવા લાગી.

મી. બારલોને પોતાનો પુરાણો ફ્રેન્દ ડોકટર ડારની યાદ આવ્યો.

ડીરેકટરી માહેથી મી. માઇકિલે તેનું નામ શોધી કાઢયું અને પછી તાર કરવામા આવ્યો. તારમા લંબાન ખુલાશો કરવામાં આવ્યો હતો, તેવનને તાર મલતા, આવા કેશમા કુલટ લેતા બીજા મોટા બાહોશ અભ્યાસીને તેઓ પોતાની મેલે સાથે લાવ્યા. બધાઓએ સાથે તપાસ લીધી. આ કેશની વિચિત્ર બીના સાથે કશોબી ખ્યાલ ન રાખતા, ફકત દરદીના કેશ માટે સઘલા આતુર હતા. આ કેશને શું નામ આપવું તે સમજ પડે નહી, પણ હાલમાં તાપ નુંજ જોર વધતુંજ હતું.

બને એટલા ઉપાય લેવાય, સઘલો વખત તેઓએ ત્યાંજ ગાળ્યો. એક તો બારલો તરફનો તેમનો અતી મોટો પ્રેમ, તથા આ કેશની નવીજ અજાએબી શોધવાનુ સાંટક કરવાનું હતું.

ડાકટર કાર્લની સુચના કાઇ નકામી ગઈ નહી, બલકે તેમની સહેજ ગેરહાજરીમાં ડાકટર કાર્લ જેવું નરસીંગ ખરેજ દરદી માટે ભાગ્યશાળી બનાવ હતો. તાપ લગભગ દોડ માસ સુધી ચિંતાતુર હાલતમાં ચાલુ રહી, પણ આ વખતે ડારનીને ભારે ખુશાલી લાગી. પોતાના મીત્ર બારલોને મુબારકબાદી આપી. એમી સંકટમાંથી બચી હતી ફકત ધાસની એજ હતી કે તેણીનું મગજનું બંધારણ કેમ રહેશે!

પણ નહી. તેણીએ ધીમેથી આસુદો વખત પસાર કરી માંદગીને હઠાવી દેવા માંડી, અને દીવશે દીવશે સુધારો દીસ્તો ચાલ્યો. અંતે એક એવી પળ આવી જે વખતે પોતાના વહાલા ખાવિંદ, પોતાના વહાલા પતિ, જેની યાદમાંજ તેણી મુર્છા હાલતમા હતી, તેને જોવા

આવ્યો. ડાકટર ડારનીના હુકમથીજ તે અંદર ગયો, અને અરધો કલાક તે બાઈ તેને બાઝી હતી. વહાલા પતિના દીદાર અને તેની હાજરીથી તેણી ખરેખર સમજવા લાગી, કે કેટલા વર્ષ સુધી તેણી સુતેલી જાગી હોય, અને જાગતાંજ બારલોને પડોશમાં જોઇ ખુશી થઈ હોય. અને પછી એકદમ રડી પડી. ઓ આ ખુશાલી અને રડવાનો સમાગમ! ગોયા વિજલી અને પાણીની મુલાકાત થઇ! આ પ્રેમાળ પ્રીતનું વ્હાળુ જોડુ, પોતાના **સુખને સ્વપ્નારૂપ સ્વર્ગજ સમજ્યા** બારલોનો હરખ, તેના નેત્રોમા, મનમાં છાતીમા, માયો સમાયો નહી. પાકત વયનો આ વૃધ્ધ ભલો નર, પોતાના પ્રેમના પ્રાત્રમા, પ્રથમ કીધેલા ભજવેલા પ્રેમના ભાગ કરતા, ઓછો પ્રવિન ન હતો. બસ પ્રિય વાંચક! આ જોડાને હવે આશિષ દે! અને તે આશિષ દેતા ત્હારી આંખો જો ભિજવાશે, તો તરતજ જાણજે, કે તુંએ પણ તેવુ ઉતમ પ્રીત, કાં તો જોયું છે, મેળવ્યુ છે, યા ખોહયુ હશે. થોડેક વારે એમી શાંન્ત થઇ, ત્યાર પછીનો તેણીનો સુધારો ઘણીજ ઝડપે વધતો ચાલ્યો. એમી, વહાલી એમી, મુવેલી એમી! દતાયેલી એમી! આજે પોતાના પતિ સાથ વહાલથી હશે છે, પોતાના વહાલા દીકરા ને તેની ધણીઆણી એમીલી સાથ બંન્નેને ગોદમા ચાપી હરખાઇ જાયે છે.

**" પ્રેમી પત્નિ, પ્રેમી પતિ અંતે થયા સાથ**
**" નસીબના આ નાઝ"ની થઈ ખરી છે વાત**
**દોડો તમો, ધાઓ તમો, જાવો કોઇએ વાટ**
**" નસીબનો આ નાઝ" તો-રાખે તમ સંગાત."**

... ... ... ...

વારતા ઉપર પડદો પડતા, કોઇએ આ લખનારનો હાથ ખેંચ્યો, અને પુછયુ "કેમ ભાઇ, આ બાઈ મુવેલી જીવતી થઇ તેનો કાંઇ ખોલાશો કરશો!"

"અરે હા ભાઇ, હું તો ભૂલ્યો, મને માફ કરજો!" મેં જવાબ દીધો.

"એવી ભુલ તે કાંઈ કરવાની છે! હયા હમારી જીજ્ઞાસા લટકી રહી છે, અને તમે ભુલ્યા ?" પેલાએ રોકડું પરખાવ્યું.

"અરે ભાઇ, આવા સેવટ માટે હું તો હરખાઇ હરખાઈ ગયો, અને તે હરખમા ભુલ કીધી તો શું થયું !" મેં જવાબ દીધો.

"પણ એવી ભુલ અમને પોશાય તેમ નથી ને ! માટે ખુલાશો કરો !" કે એમી જીવતી કેમ રહી ! પેલાએ પુછયું.

"તો લ્યો આ નીચલો સાર તમને બધા માટે લખીને બાજુ મેલું છું, બધા જો મને બાય ધરીને પુછશે, તો કાળ ફાજલ શી રીતે પાડીશ !" મેં જવાબ દીધો "માટે આ રહયું વર્ણન"

"એમીના ભાઇનું વર્ણન"
"સુખી સેવટ ઉપર આશિષનો હાથ !"

આ નિચલું વર્ણન વારે ઘડીએ, મી. બારલો એરીસટરના ઘરમાં સર અવસરે ખુશીથી અને રસથી વંચાયે છે.

મારા વાહલા બારલો ! તમે જ્યારે મને એમીની હૈયાતી માટે સવાલ કરો છો, ત્યારે આ લેખીત ખુલાશો તમને જણાવું છું.

"મારી વહાલી બેન એમીના તારના સમાચાર ફરી વલ્યા, તેજ સમયે, મને જે ગાડી મલવી જોઇતી હતી, તે હું ચુકયો, અને પછી અસુરેથી આવતા પણ એકલો સ્ટેશન પર અફશોસ કરવા લાગ્યો (પણ આજે જ્યારે તે વખત યાદ કરું છું, ત્યારે એમ થવાથી કીરતારની કાઇ માહરા ઉપર કાઇ મહેરબાનીજ હતી, કારણ કે તેમ નહી થતે, તો જે સેવટ આવ્યું તે નહીજ આવતે) અને અંતે હું આકેબતના સેજદા માટે અસુરો થયો.

રસ્તામાંથી મને ખબર મલી હતી, જેથી નાસીપાસ બની તમારે ત્યાં આવવાનું ફોકટ સમજી મેં બીજે ઉતારો લીધો, કારણકે મેં

તમને નજરે તો જોયા હતાજ નહી. તે ગામમાં સાંજ સુધી એકાદ હોટેલમાં આશરો લીધો, કારણ કે મારી બહેન, વહાલી મરહુમ બહેન તરફના મારા અથાદ પ્યારને માટે મેં કાઇ જુદોજ વીચાર રાખ્યો હતો.

ટુંકમાં અંધારામાં હું તે ભુમીડાકીધેલા સ્થળ ઉપર ગયો, અને તુરતનીજ ઉખાડેલી મટોડી માહા મુશકેલીએ ખસેદી, ગુપચુપ તેણીનું મોહોડું છેલ્લી વારજ જોવા ધાર્યું હતું. આસપાસ કોઇ હતું નહી. મેં ધીમેથી ઉપલું પાટયું ખસેડયું, અને સેજડો કરતો હતો તેવામાં મારી અજાયબી વચ્ચે, તેણીની આંખો ઉઘડતી મેં જોઇ, જાણે લાંબી નિંદ્રામાથી ફારેગ થઈ હોય એમ મને તે પળે લાગ્યું.

એ તે ઘડી! મારી એમાં માટે તે ખરેજ એક અજાયેબ પળ હતી. તેણી વધુ સ્વાસમા ધીમે દમ ખાવા લાગી, હું ગભરાયો, મેં બુમ પાડવા વીચાર કીધો, પણ તુરતજ વીચાર ફેરવ્યો. તે જગ્યા ઉપરથી મેં તેણીને ખસેડી. તેણી બેહદ નાતવાન થઇ હતી. છતાં મેં હીમ્મત રાખી. મારા લોહીમાં જોશ વધવા લાગ્યો. મને જાણે ઘણુંજ જોર મલતુંજ ગયું.

ઉતાવલે જેમનું તેમ બરોબર કરી દઇ, તેણીને જેમ તેમ ખાંધ ઉપર મારી, એકાંત અલાહેદા ઘરમાં લઇ ગયો, ત્યાં એક ઘણીજ નાતવાન બેહેરી બાઇ રહેતી હતી. ઇસારતથી મેં તેણીની મદદ માંગી. બીચારીએ સાધારણ બનાવ સમજી મને બન્યું તેટલું કરી આપ્યું. મેં સેકપોત કરવા માંડયો, મને એમીની માંદગી ખબર નહી હતી. પણ એમી બેભાન રહી, તેનો મેં લાભ લઈ એક ગાડીમા નાખી હું ત્યાંથી તેણીને ઘણો દુર લઇ ગયો.

હું શા માટે દુર લઇ ગયો, તે હું જાણતો નથી પણ મને એમ લાગ્યું, જે તેણી બરોબર સારી થાયે ને પછી બધાને અચંબામાં નાખી અજબ કરૂં. પણ નહી તેમ બનવાનો વખત પાસે હતો નહી. હું સેજ તેણીને તાકાટ આવતા બીજે ગામ લઇ ગયો, ઘણો વખત

વહી ગયો, તેણીને તાપ આવી અને બને એટલી સારવારથી તેણીને બચાવી–પણ અફ્સોસ તેણીએ પોતાનું ભાન ખોહી દીધું–પણ તેવા ભાનમાં તેણી કોઇને કાઇ નુકસાન કરતી ન હતી. અંતે તેણી માટે એક જગ્યા સોધી, મારાથી બને તેટલી સારવાર કીધી. પણ ફોકટ. એમ ઘણાક મહીનાઓ નિકલી ગયા–

આવી હાલતનો સાર મેં તમને લખવા માડયો, પણ તરતજ ફાડી નાખ્યો, એમ વિચારીને કે તમો તે માનસો નહી, અને એમી દુખી સંજોગમાં આવશે.

તેણીની બરદાસ માટે મારી પાસે એટલું દ્રવ્ય હતું નહી, પણ કોઇબી રવેશે તમારૂં દિલ પીગળાવવા જાણે હુંજ મારે માટે મદદ માંગતો હોઉ, એમ તમારી પાસે આવવા મેં વિચાર કીધો.

હું તમો હતા ત્યાં આવ્યો, તથા તમારા માટે પુછપરછ કીધી. કોઇએ મને કશો હેવાલ આપ્યો નહી–તથા તમારૂં ઘર સોધતા માલમ પડયું કે તમારા ભાઇના નામની તખતી બાહર હતી. તેવન પણ ક્યા ગયા તે માલમ હતું નહી.

અંતે નિરાશ થઇ ચાલી ગયો, અને જેટલી ઝહેમત લેવાય એટલી લીધી. પણ પૈસા કરતાં એમીને કીરતારની પનાહ ઘણી હતી. તેણી આસુદી કેમ રહી તે કારણ કાઇ મેં જાણ્યું નહિ.

વરસો વહી ગયા. હું લાંબે વખતે મુલાકાત લેતો ગયો, સુધારો દીસ્યો નહી.

છેવટે ફરી તમારૂ નામ સાંભલતા જે ઉપાય મેં લીધો, તે તમોને રોશન છે અને તે ઉપાય લેવાયાથી ઇશ્વરે આજે આપણને ભારે બદલાથી વધાવ્યા છે. મેં એ કામમાં જે કમ વિચારથી જેબી કાઇ કરયું હોય, તે ક્ષમા કરજે !

લી૦ તમારી એમીનો ભાઇ,

**"એડી."**

સુખી રહે માહરા વહાલા બાર્લો, તારી વહાલી એમી સાથે, અને તાહરા દીકરા હેરી અને એમીલીથી કુટુંબ કબીલાવાલો થા! અને જીંદગીના છેલ્લા દીવસ સુખમાં ગુજાર! લા.

"એડી."

ત્યારે શું પ્રિય વાંચનાર આ બધો "નશીબનો નાઝ" નહી તો શું! દરેક વાંચણુ તેના મથાલા સાથે ઘણો સંબંધ રાખે છે, ગોયા મથાળું તે વાર્તાના પેચદાર મોટાં કુંદળનું નાનું બિંદુ છે.

વાંચણુ તથા મથાલા ઉપરથી વાંચક વર્ગને પહેલા કાંઇબી ખ્યાલ કરવાનો ખોરાક મલે છે.

હયા પણ તેમજ થશે, "નસીબનાં નાઝ" ઉપરથી વાંચનાર મનમાં સમજતો હશે, કે, શું કર્તા પુનર ભવ માનતો હશે? શું કર્તા નસીબપર આધાર રાખનાર હશે? શું જે લખાય છે, તે પર વાર્તા લખનાર અમલ કરતો હશે? શું એમ હશે? તેમ હશે? ઇત્યાદી પ્રશ્નથી પોતાના મનમાં કયાસ કરતો રહે છે.

ભલે તેમ કયાસ કરો! ગમે એટલી વ્યાસ ખેંચો, પણ જે હકીકત બની છે, તેના ઉપજતા ભાવ ઉપરથી જેને જે ગમે તેમ સમજી લેવો, પણ **અનાવોની મનતી** જગતમાં હરેક પ્રકારે ચાલતીજ છે, કેટલી સરલ છે, કેટલી વિચીત્ર છે, ગમે એવી છે, પણ સચાઇ તો સેવટે છે. **નસીબ** ગમે એવા નખરા કરે પણ **ખોટાંના ખોટી, અને સાચ્ચને સાચી સીખ આપની તે હેવી છે.** પછી કહો કે હાલનુ ફળ હોય, યા પુનરભવનો હીસ્સો હોય, ગમે તે કહો પણ હીસ્સો તે હીસ્સોજ છે–

અમે શુ માન્ય રાખ્યે છે, તે સાથે કામ નથી, તમો જે માન્ય રાખો ને તમારી દ્રષ્ટીપાત્ર છે, પછી તેમાં અમારી તકરાર નથી. મતલબ આટલીજ જે, જેને જે સારૂ સુજે તેમ અમલ કરે

દોહરો.

કાળ કોઇનો મિત નથી—ન રાખે તે તો પક્ષ,
ગમે એવી દક્ષણા દો—તે કદિ ન લેશે લક્ષ.
નબળા હો કે વિર હોય—કરશે સૌનેજ ભક્ષ,
બચાવ દેવો હોય જો—તે છે એકલો રક્ષ,
કાળનું એ વર્તણ છે—તે તો ધીમે બાલ!
ચાલ સુધાર પ્રથમથી—રહે બીક નહિ હાલ.

પ્રભુ! સર્વેને સુખ દે! કુલ જગતનું કષ્ટ કાપ! પ્રેમ, મયા દયા, અને ધર્મનો હૈડે જોશ બક્ષ! અને સર્વેને સંકટોથી રક્ષ! પ્રભુ અમારા રાજ પિતાનો જય, જય, જય, થાવો! તથાસ્તુ.

*God Save the King*

સમાપ્ત.

---

## છેલ્લો બોલ

આખેર સલામ દેતાં, પણ બે બોલ લખેલાં, કાંઇ વ્યર્થ જશે નહિ. ઉપલી લીટીઓ વાંચતાંજ, અનેક મતફેર થશે, કેટલાકને તે અમલ કરવા જેમ લાગશે, કેટલાંકને, તે કરતાં પણ વધારે મુસ્તકીમ વિચાર થશે, કે "કોશેશમાં સઘળુ છે." ખરેજ કોશાશમાંજ સઘળું સમાયલું છે, અને ફળ મળે છે, તેને એટલુંજ કહેવામાં આવે છે, કે "મ્હાર નસીબમાં હતું, તેજ થયું," આ કોઈ કહેશે કે "મ્હારો કોશશની પણ દાદ મળીછે—ગમે તે વિચાર કરવો, તેમાં કોઈની મના નથી. પણ "ફળ મળવું" એજ વાત પર "સેન્ટ" છે. ત્યારે મૂળમાં ફરક નથી, પણ વિચારની સીમા, આગળ પાછળ છે એટલુંજ! માટે, આપણી પડોસમા ભલે અજ્ઞાન હોય, આપણા કરતા વધુ ચાલાક હોય, છતાં આપણાથી વધુ સુખી દેખાય તે માટે, ત્યાં નસીબને સંદોવી, કશો વિચાર લાવી, નિરાશ ન થતાં, આપણી હાલત અને તે સાથ જે કાંઈ ભોગવયે છીયે, તે માટે સંતોષ માની લેવાથી, ગમે એવા સંકટો, આસાન લાગે છે. આપણી સામે, ગમે એવા આકારમા, રૂપમા સંબંધમાં, કાંઇ વાત, વિવાદ, યા કાઈ કોઈની તકસોલ આવે, તે માટે તરતજ અનુમાન ન બાંધી લેવા કરતાં, ધીરજ અને ઇનસાફથી, તેનો સઘળા બાજુ તપાસ કરવા હમેશ તતપર રહેવું! એમ કરવાથી, જે બાબદ આપણે ઉતાવલે તપાસી, જે કરવા; બાકી રાખતે, તે કરતા ધીરજથી તપાસતા, વધુ પ્રકાશ બહાર લાવી શકયે, જેથી આપણા "મન અને તે સાથે આત્માની ખીલવણી," થતી, આપણે જોતાં રહીશું. કોઇ પર ક્રોધમાન થયેલા હોય, ને તે ક્રોધને ખાતરજ તેના હર કામ, હર કાજ ઉપર વાંકા નજરથી જોવાથીજ, આપણે પોતે વાંકમાં આવી પડાશું. કાંઇપણ બોલવું, તે વિચારનીજ રૂઢી

વિરૂધતામાં ભલે હોય, પણ સ્વાર્થી સ્વાર્થ સાંધવો એ કેવળ ખોટું કેહવાય! ઈશ્વર સઘળાને શાન્તિ, ધિરજ, સંપ, અને સુખ આપો! એજ મ્હારૂં અદનાનું ચાહવું આમીન! પ્રીય વાંચનાર! તુંએ જે ખંટ લઇ, આ વાર્તા વાંચી પુરી કરી છે, તે માટે આભાર દર્શાવુ છું.

હે ઈશ્વર ત્હારૂં કલ્યાન કરે! તથાસ્તુ!

રાગ અને રાગણીઓના ઉંચા ટેસ્ટદાર સંગિતના
તદન સફાઇદાર—

# "ડીસ્ક રેકૉર્ડ"

બોલતાં યંત્રો—હાથના, તથા પગના

**ફોલડીંગ હારમોન્યમ**

ફોલડીંગ હારમોન્યમ
સાદા—સફાઇદાર અને
તકાઉ—

**63 Kalkadevi. | PARAKH & SONS | Kalkadevi.**

દરેક
જાતની ઢોંગ—અને પેટ
ધરી હસાવનારી—
અમારી ઉંચી સીલેકશનની
મનોહર, દીલપઝીર રેકૉર્ડસો

એક દામ—કીફાયત—અને સવલ.

દરેક જાતનાં રીપેરીંગ કામ ઉપર
અમારી
ખાસ, અને કુશળ કામદારોની દેખરેખ છે.

એકજ ચીજ ખરીદી
હમેશાની ખાતરી કરો !

**પારખ એન્ડ સન્સ,**
૬૩,—કાલબાદેવી રોડ, **મુંબઇ.**